# દેવેંદ્ર દિપમાળા

અને

## દિક્ષામોત્સવ.

## પ્રથમ ભાગ.

રચનાર
અને
પ્રસિદ્ધ કરનાર.
શા. નાનજી કરમચંદ છત્રાશા.

અમદાવાદ
મામાની હવેલીમાં યુનાઇટેડ પ્રિન્ટીંગ અને
જ૦ એ૦ કંપની "લિમિટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યો.

સંવત ૧૯૪૫. સને ૧૮૮૯.
કિમ્મત ૪ આના.

૩૮૯૬

# देवेंद्र दिपमाळा

અને

## दिक्षामोत्सव.

## પ્રથમ ભાગ.

રચનાર

અને

પ્રસિદ્ધ કરનાર.


## શા. નાનજી કરમચંદ છત્રાશા.



અમદાવાદ

મામાની હવેલીમાં યુનાઇટેડ પ્રિન્ટીંગ અને
જ૦ એ૦ કંપની "લિમિટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યો.

સંવત ૧૯૪૫. સને ૧૮૮૯.

કિમ્મત ૪ આના.

# અર્પણ પત્ર.

પૂણ્ય પ્રભાવક સુજ્ઞ ધર્માનુરાગી.

**ભાઈશ્રી મોતીચંદ વી. ઝીણા.**

ધોરાજી, નીવાસ છત્રાસા.

આપની પરમાર્થ કાર્ય પર હમેશાં સુદ્રષ્ટી છે. તેવીને તેવીજ દીન પ્રતીદીન રહેવા આશીર્ષ આપતાં આ લઘુ પુસ્તક અર્પણ કરૂં છઉં તે સ્વીકારશો.

લી. નાનજી કરમચંદ.

# આશ્રય પત્ર, અને ગ્રંથ મુળોત્પતી.

સાહેબો હું ગયા કારતીગ માસમાં આપણા પરમપુજ્ય મહાંત મુનીશ્વર શ્રીજી દેવજી સ્વામીને વંદણા કરવાના કાર્ય પ્રસંગે મંગળાપુર (માંગરોળ) ગયેલ ત્યાં એક પક્ષવાડીયું રોકાતાં ભરવખાણ વાણીમાં ભરાએલા સુજ્ઞેષુ શ્રાવકભાઇઓ અને શ્રાવીકાબાનુ સમક્ષ દીન પ્રતીદીન આપેલું વીસ્તારવાળું ભાષણ અને સદરહુ ભાષણપર આકર્ષણ થએલી શ્રાવકભાઇઓની રૂચી એમ જણાંણી કે ચાલેલા ભાષણનું એક પુસ્તક તૈયાર કરી છપાવી જાહેરમાં મુકવું.

એ પરથી તમામ ભાષણનો અર્ક (સારાંસ) ખેંચી લઇ પુસ્તક તૈયાર કરવામાં આવ્યું છે. અથ ઇતી દાખલ કરવાથી ઘણાજ વીસ્તારવાળું પુસ્તક થઇ જવાની ધાસ્તીને ખાતર તેમ કરવામાં આવ્યું છે.

પુસ્તકનું નામ દેવેંદ્ર દીપમાળા રાખવામાં આવ્યુંછે જેની સીફતાને માટે દેવેંદ્ર એ શબ્દની વ્યુત્પતી કરતાં આપણા મુગટમણી શીરતાજ રૂષીશ્વર શ્રીજી દેવજી સ્વામી એમ સાબેતી થઇ શકેછે. દીપમાળાને માટે ખુલો અર્થ છે. કારણ શોભી નીકળે તેવી માળા અને દીક્ષામોત્સવનું વર્ણન કરવામાં આવેલ છે. માટે એ શબ્દ ત્યાં ધારણ કરવામાં આવ્યોછે.

આ પુસ્તકની છપામણી ખર્ચમાં માંગરોળના સુજ્ઞશ્રુ આવકી તરફથી સારો આશ્રય મળ્યો છે. એટલે તેમનો ઉપકાર કોઈ પ્રકારથી ભુલી જવો ઉચીત નથી.



# શરૂઆત.

## મંગળાચરણ.

### દુહો.

મંગળ કરન બીઘન હરન, શરનપેં ધરત હું શીશ;
શિષ્ય સહાયક શબ્દમાં, બારન ધરન નીમીષ. ૧

### છંદ છપય.

મંગળ કરનહી શરન તરન તારનશેં તરના,
ધરના ધ્યાન સુ જ્ઞાન બ્યાન અથામત બરના;
ભર્ના બર્ન બંડોળ કોલ કરારે કર દીના,
ચિના તત્વ સુખરૂપ અનુપમ એન લખીના;
દીન દીનેશ બઢતો બઢત ચઢત બાર અશરન શરન,
નમન નમન નીશદીન નમન જય જય જય મંગળ કરન.

### અરીહંતાષ્ટક છંદ ત્રીભંગી.

જય જય જયવંતા ગુણ અનંતા બાગત ચીંતા ભગવંતા,
નીત્ય ભક્ત નમંતા દુષ્ટ દમંતા ગુણી ગણુંતા ગુણવંતા;
પ્રીત પાય પડંતા વાર ચડંતા જેલ તોડંતા છોડંતા,
ઓં-હીં અર્હંતા ગુણ અનંતા ભાગત ચીંતા ભગવંતા. ૧
વીકટ કષ્ટ ટળંતા વૈરી બળંતા મીત્ર મળંતા વીતવંતા,
નિજ ભક્ત રક્ષંતા ભૂત ભક્ષંતા જોમય ક્ષંના જાવંતા;
જ્વર સર્વ ખસંતા હૃદય બસંતા નામ જપંતા સાહંતા,

ઑ-હીં અર્હંતા ગુણ અનંતા ભાગત ચીંતા ભગવંતા. ૨
દુષ્ટ દ્રષ્ટી લાગંતા કષ્ટ ભાગંતા પ્રભુ જાગંતા જાપંતા,
મન પ્રસન્ન થાવંતા શિષ્ય આવંતા ગુણ ગાવંતા આવંતા;
ભક્ત વાટ વટંતા નામ રટંતા ચોર હટંતા ભટકંતા,
ઑ-હીં અર્હંતા ગુણ અનંતા ભાગત ચીંતા ભગવંતા. ૩
જપ જાદુ કીલંતા મુષ્ટ ખીલંતા જરં જીલંતા તે સંતા,
સર્વ જોડ જળંતા આપ હલંતા સુખ મળંતા અત્યંતા;
દારીદ્ર ડરંતા કૃપા કરંતા રાજ્ય રહંતા ભક્તંતા,
ઑ-હીં અર્હંતા ગુણ અનંતા ભાગત ચીંતા ભગવંતા. ૪
ભંડોલ ભરંતા મોજ મળંતા કાજ કરંતા નીત્યંતા,
ધર્મ ધ્યાન કરંતા ચીત ધરંત રણં હલંતા જીત્યંતા;
સ્નેહ જોત જળંતા કષ્ટ ટળંતા રાજ્ય ફુળંતા વસયંતા,
ઑ-હીં અર્હંતા ગુણ અનંતા ભાગત ચીંતા ભગવંતા. ૫
ઇચ્છીત પુરંતા વૈરી જુરંતા દુષ્ટ દુરંતા થાવંતા,
વસુ વેરી વસયંતા રોગ ખસયંતા વીખન સયંતા જાનંતા;
દ્રષ્ટી મુખ ટળંતા પાપ બળંતા ભાલ ભરંતા ભક્તંતા,
ઑ-હીં અર્હંતા ગુણ અનંતા ભાગત ચીંતા ભગવંતા. ૬
પ્રીત પાઠ પઢંતા ખીત બઢંતા સ્વારી ચઢંતા આવંતા,
સર્વ ક્લેશ કીલંતા પીડ પીલંતા સુખ મીલંતા જયવંતા;
ત્રીકાળ જપ્યંતા પાપ ખપ્યંતા કષ્ટ કાપ્યંતા અર્હંતા,
ઑ-હીં અર્હંતા ગુણ અનંતા ભાગત ચીંતા ભગવંતા. ૭
નાંનજી નીત્યંતા સ્તુતી કરંતા શીઘ થાવંતા જાપંતા,
મુનિધિ લક્ષણુતા વિક્રમ સવંતા અશ્વની કહંતા માસંતા;

તૃતીયે શુભંતા તીર્થો રહંતા મંદ મળતા વારંતા,
ઓં-હીં અહંતા ગુણ અનંતા ભાગત અંતા ભગવંતા. ૮

ગુરૂરાજ વર્ણન, દુહા.

શુભ શ્રાવકને શ્રાવિકા, તન મન રાખો ધીર;
ભાષણ પત્ર વંચાય છે, થાશો નહીં અધીર. ૧
હંસ બગ એક રૂપમાં, પરિક્ષા કરો સધીર;
ક્ષીર નીર જુદાં થશે, થાશો નહીં અધીર. ૨
સુવર્ણ ને પીતળતણો, સરખો રંગ શરીર;
અગ્નિ અડ્યાથી શ્યામતા, થાશો નહીં અધીર. ૩
ધીરજ ધારી બેશીયે, શ્રવણ ધરી સુખકાર;
ગુરૂ વીવેચન વાંચતાં, પડશે અમૃત ધાર. ૪
ધાર પડે તે ધારશે, લેશે સુખ અનંત;
નહીતો રખડે નારકી, ભાખ્યુંછે ભગવંત. ૫

અહો પ્રીય આર્યો શ્રાવક શ્રાવીકાઓ આ ધર્મ સ્થળને વિષે આ વખતે આપણા પરમ પુજ્ય પવિત્ર મહાંત પુરૂષ ગુણાન ગુણભંડાર આત્માર્થી ક્રીયાપાત્ર ધર્મજાત્ર છતી રીધીના ત્યાગી મહા વૈરાગી વૈરાગવંત લજ્યાવંત ક્ષમાવંત સમાવંત સમતાના સાગર દયાના આગાર ગુણના સીંધુ ચંદ્રમાની પરે શીતળ દશાના ધણી સૂર્યનીપરે ઉદ્યોત પ્રકાશના કરણહાર સમકીત રૂપ બીજ બોધના આપનાર અજ્ઞાન તીમર મિથાત્વના ટાળનાર મેરૂનીપરે અડોળ, કાંસાનીપરે નીર્લેપ વાયરાની પેઠે અપ્રતીબંધ વિહારના

કરણહાર, ભવ્ય જીવના હ્રદયના નવસરહાર સમાન ચીં-
તામણી, અને પાર્શ્વમણી સમાન સુરદ્રુમ અને કલ્પવૃક્ષ
સમાન સતાવીશ સાધુને ગુણે કરી વિરાજમીન બેતાળીશ
તથા સડતાળીશ અને છનું દોષ રહીત અહાર પાણીના
લહેનાર આઠમદના ગાળનાર નવવિધ બ્રહ્મચર્યના પાળનાર
દસવિધયતિ ધર્મના પાળનાર સતરભેદ સંયમના પાળનાર
કંચન કામનીના ત્યાગી અચેતના ભોગી આરંભ પરિગ્ર-
હારહિત નિરલોભી, નીરલાલચી જૈનદીપક દીક્ષાર્યું સર્વ
શાસ્ત્રવેત્તા બુદ્ધિનિધાન ધર્મધુરંધર ધર્મધ્વજારૂપી અલંક્રાંત
ગુણશોભીત ગુણરત્ન મુનીના મંડળીમાં સુશોભીત ત્રાન
વિજ્ઞાન વિવેકના જણ સુત્ર શીદ્ધાંત અનુરચીતના ધરનાર
શીળયમુર્તે સ્વભાવીક પાંડીત્ય કવ્યરાજ મુનીની મંડળીમાં
તીલકસમાન સભારંજીત ક્ષમાને વિષે પૃથ્વી તુલ્ય સમતાને
વિષે મેરૂતુલ્ય સુજ્ઞાન વિદ્યાનાજાણ મહા મહાંતરૂષી ચતુર
વીધ સંઘના શીરતાજ ચતુરવિધ સંઘના ચલાવનાર ચતુર-
વીધ સંઘને ત્રાન વિજ્ઞાન ઉપદેશના આપનાર અંધકાર
અજ્ઞાન તીમીરના હરનાર પાપરૂપ મેલના ટાળનાર કર્મરૂપ
અઘના હરનાર કર્મરૂપ કલંકના ટાળનાર હંશગ્રાહી નોધારાને
આધાર ભુલ્યાને માર્ગ બતાવનાર શંઘાડાના શીરતાજ શંઘાડા-
ના મુગટમણી શંઘનાયક શંઘાધિપતિ ઇત્યાદી વિશેષાલંકાર.

દુહા.

ધર્મ ગુરૂ ધર્મ દેવતા, ધર્મ ધ્વજા ધરનાર;

પાર્શ્વમણી ચીંતામણી, ગુરૂ ગુણ અપરંપાર. ૧
ગુરૂ તારણ પાળણ ભણી, મણી મુકતાફળ હાર;
પાર્શ્વમણી ચીંતામણી, ગુરૂ ગુણ અપરંપાર. ૨
સુરે તરૂસમ સાહબી, કલ્પતરૂ સમ કરનાર;
પાર્શ્વમણી ચીંતામણી, ગુરૂ ગુણ અપરંપાર. ૩
સુરધેનું શેબા થકી, ઇચ્છિત ફળ આધાર;
પાર્શ્વમણી ચીંતામણી, ગુરૂ ગુણ અપરંપાર. ૪
અચળ ગતિ ધ્રુઓપતી, ગતિ મતિ રતિ ભંડાર;
પાર્શ્વમણી ચીંતામણી, ગુરૂ ગુણ અપરંપાર. ૫
મન મેરૂ ગિરી ગિરીપરે, અડગ રૂપ આધાર;
પાર્શ્વમણી ચીંતામણી, ગુરૂ ગુણ અપરંપાર. ૬
શંખ વિષે શોહામણા, શંખાડા શીરદાર;
પાર્શ્વમણી ચીંતામણી ગુરૂ ગુણ અપરંપાર. ૭
શસ્ત્ર જીભ્હા સારદ કરે, તોય ન પામે પાર;
પાર્શ્વમણી ચીંતામણી, ગુરૂ ગુણ અપરંપાર. ૮
પંચમ કાળે પેખીયા, સુવર્ણમય સુખકાર;
પાર્શ્વમણી ચીંતામણી, ગુરૂ ગુણ અપરંપાર. ૯
અવની ઉપર આ શમે, ભર્યો જ્ઞાન ભંડાર;
પાર્શ્વમણી ચીંતામણી, ગુરૂ ગુણ અપરંપાર. ૧૦
ભવ ભયાનક કુખના, આર્ય તણા આધાર;
પાર્શ્વમણી ચીંતામણી, ગુરૂ ગુણ અપરંપાર. ૧૧
નાવ ખરૂં નજરે પડ્યું, ભવાબ્ધી તારનાર;

પાર્શ્વમણી ચીંતામણી, ગુરૂ ગુણ અપરંપાર. ૧૨
ધર્મ રૂપણી રેલતો, ફરી રહી સંસાર;
પાર્શ્વમણી ચીંતામણી, ગુરૂ ગુણ અપરંપાર. ૧૩
અલોકીક રૂપે આ શમે, આકૃતિ મહિ આકાર;
પાર્શ્વમણી ચીંતામણી, ગુરૂ ગુણ અપરંપાર. ૧૪
વર્ણન કરતાં વીરનાં, પામો કદી ન પાર.
નાંનજી નિશ્ચયથી કહે, ગુરૂ ગુણ અપરંપાર. ૧૫

પ્રીય આર્યો આ નીચેના છંદમાં આપણા મહાંત મુનેશ્વરને દેવાધી દેવની ઉપમેય આપી છે તે વ્યાકરણના નીયમ મુજબ શીધાંત રૂપછે. કારણ દેવજીએ માજી અક્ષર વિશેષાલંકાર રૂપ છે. એટલે દેવાધીદેવ એમ છંદના ચતુર્થ ચર્ણમાં વર્ણન આપેલું છે.

### છંદ મનહર યા કવિત.

રિદ્ધિ બુદ્ધિ નીધી બુદ્ધિ સકળ સહાય શીધિ,
દયા મયા અતિ કીધી સમર્થ સરસ્વતી;
ઉજ્વળ સરીર ચીર હરન શકળ પીર,
ભંજનહે પીર ભીર દયાળુ દરસતી.
ત્રિશુળતો હાથ માત સંકટ નિવાર જાત,
બાત વિશ્વહે વિખ્યાત બહુધી બરસતી;
નિત્ય ચિત્ય સાથ માય ગાયનસુ ગ્નાન આય,
નાંનજી સહાય પાય શેવીયે સરસ્વતી. ૧

### દુહા.

ભય ભંજની અરી ગંજની, દર્શન રૂપ દિનેશ;

સુખ ભરણી સંભારણી, હરણી દુખ હમેશ. ૧
રીખભ સુતા સુભ સુભ કરે ધરો નીરંતર ધ્યાન;
સ્વલ્પ મતિ ગતિ શેવકે, આપો અવિચળ જ્ઞાન. ૨
ભર્ત ભગનિ ભવ ભય હરે, અક્ષર સરૂપી અંક;
વરખાસમ વરસાવતી, નરભય કહું નીશંક. ૩
જગમગ જ્યોતી જગમગે, જ્યોતી રૂપ જનેત;
પુરણ પુરણ કરતા ભજી, ભવિયણ પ્રાણીકેત. ૪
તર્ક કર્યાથી ત્યાગતાં, માપે માત અમાપ;
શાંન્તીકર શાન્તી કરે, જપતાં નિત્ય નિત્ય જાપ. ૫

છંદ ત્રીભંગી.

જપ જાપે જપતા શાંન્તી કરતા હરકત હરતા રિધ્ય ધરતા,
કુંચનત્રિય ત્યાગી છે વૈરાગી ધર્માનુરાગી પુર પરતા;
સમદ્રષ્ટીવાળા રૂપ રસાળા પદથી વાળા વીહારં;
દેવાધી દેવં કરીયે શેવં શીવ સુખ લેવં શાકારં. ૧
ઓંકાર સ્વરૂપા ભુપ અનુપા ભજતે ભૂપા ભપાળં,
શાંન્તી કર સ્વામી નિર્મળ નામી કીરત કામી કૃપાળં;
અડગ જેમ મેરૂ નીર્બળ ભેરૂ પાપ ખંખેરૂ પ્રતિહારં,
દેવાધી દેવં કરીએ શેવં શીવ સુખ લેવં શાકારં. ૨
મૂની મધ્ય બીંદુ શમતા સીંધુ શીતળ ઇંદુ સમ સ્વામી,
નવવિધ બ્રહ્મચારી ધર્મધ્વજ ધારી ત્યાગીત નારી નહી કામી;
ખરી રત્નનીખાણી તુમ ગુણવખાણી ગિવાર્ણવાણિ વીસ્તારં,
દેવાધી દેવં કરીયે શેવં શીવ સુખ લેવં શાકારં. ૩

છનુ દોષ રહીતા આરજ જીતા એહ અચેતા મનધાર,
સુક્રીયા પાત્રં ધર્મે જાત્રં પુરણ પાત્રં નીહારં;
દશવિધપતી ધર્મી સુત્રશુ મર્મી સંઘશુ કર્મી સુખકારં,
દેવાધી દેવં કરીયે શેવં શીવ સુખ લેવં શાકારં. ૪
ચૌદવિધાખાણી વિશ્વ વખાણી ભવિયણ પ્રાણી નિત્ય ભજતા,
મહાંત મુનેશ્વર સંઘ સુરેશ્વર છે પરમેશ્વર સુખ સજતા;
સંયમ ભેદ સતર ગ્રહે નીરંતર અવનીશ અતર નિરધારં,
દેવાધી દેવં કરિયે શેવં શિવ સુખ લેવં શાકારં. ૫
આપ પુંજ ટાળક ભવિયણ વારક શરણાંતારક છોગાળં;
મેરૂ તુલ્ય સમતા જગત્રિહુ નમતા મારત મમતા તે ગાળં;
નીર્લેપે કાંસા શીયળે સાચા વિવેકિ વાચા વીસ્તારં,
દેવાધી દેવં કરાયે શેવં શીવ સુખ લેવં શાકારં. ૬
મદ આઠે ગાળી થયા ત્રિકાળી પરજા પાળી પોતાની,
ઉપદેશાં આપી બંધન કાપી સ્થિર ગતિ સ્થાપી શોતાની;
સુરધેનુ સાહબ નીર્ખ્યા નાયબ અમૃત પાયબ સંસારં,
દેવાધી દેવં કરીયે શેવં શિવ શુખ લેવં શાકારં. ●
રખડે ચોરાશી તોડ ફાંશી કરે વિલાશિ શિવપુરે,
વીરક્ષા વંદીત સભારંજીત આપ અખંડિત સુરનુરે;
ભવાબ્ધી તારે નહી વિસારે તુર્ત ઉગારે તેવારં,
દેવાધી દેવં કરીયે શેવં શિવ સુખ લેવં શાકારં. ૮
કલ્પતરૂ સમાના નિધ્ય નિધાના ખરા ખજાના ક્ષીતીમાં,
પાર્શ્વમણી પંડિત વિશ્વે વંદિત અરિન દંડિત રીતીમાં,
નીતીમાં નીતી જગત્રિહુ જીતી સ્થીરે સ્થીતી શીકારં,

દેવાધી દેવં કરીયે શેવં શીવ શુખ્ય લેવં શાકારં ૯
સ્વામી હંસ આહિ છે ભૂમાંહિ દિન સુખ દાઈ દ્રષ્ટીથી,
અમૃત સમ ભાષા વિર વીલાસા અરિજન ત્રાસા સૃષ્ટીથી;
અજા સીંઘ એકે સ્વામી વીવેકે મહિમા મેકે મતિધારં,
દેવાધી દેવં કરિયે શેવં શિવશુખ્ય લેવં શાકારં. ૧૦
કીર્તિ દશ દીશા થૈ અહર્નીશા રતી નરીંશા રાખીછે,
સૌ પ્રાણીપર સરખી પ્રીતી નીર્ખી હેતાં હર્ખી ભાંખીછે;
દીવ્ય કાંતી દર્શન પુરણ પરસન શેવક સ્મરણ સુત્રધારં,
દેવાધી દેવં કરીયે શેવં શિવશુખ્ય લેવં શાકારં. ૧૧
શુભ છંદ સુરંગા નવલા રંગા આનંદ અંગા ઉજવાળં,
શુખ્ય સાગર ભરિયો અનુભવ કરિયો દુસ્મન ડરિયો દેશાળં;
પડતાં નર પાઠે ખલકે ખાટે વૈરી વાટે વીસ્તારં,
દેવાધી દેવં કરીયે શેવં શીવ શુખ્ય લેવં શાકારં. ૧૨
એકગ્ર આદરતાં સ્થાનક ઠરતાં પૂરણ પરતા પરકાશં,
રીધ શીધ પામે જુગ તે જામે નિશ્ચીત નામે નિધાશં;
ભવ જળ ભય તારણ દીન ઉધારણ વેલી વારણ નીરધારં,
દેવાધી દેવં કરીયે શેવં શિવ શુખ્ય લેવં શાકારં. ૧૩
રોગ રોગ ભગંદર જાય જળંદર શુખહીં ચંદર,
દુશિત વિકાળા વિખ્ય ધર કાળા જોર જવાળા તોભંદા;
તુમ નામે શાંતી કીરણ કાંતી મહીયળ માંન્તી શુખ્યધારં,
દેવાધી દેવં કરીયે શેવં શીવ શુખ્ય લેવં શાકારં. ૧૪
ગ્રહ પીડા ગંજન ભય કર ભંજન રેતા રંજન તુમ નામે,
ભૂપાંદર બારં કાર્ય અપારં સુભાં સારં સદ્ય પામે;

તુમ નામા મંત્રે ધારણ છત્રે અનુભવ અત્રે આકારં,
દેવાધી દેવં કરીયે શેવં શીવ સુખ લેવં શાકારં. ૧૫
દેશાં પરદેશાં હરખ હમેશાં કાર્ય સુએશાં જપ જાપે,
નીર્મળતા નાસે અરીજન ત્રાસે સુખીયાં થાશે પરતાપે;
ધારે જપમાળા બાળક બાળા બુદ્ધી વાળા તૈયારં;
દેવાધી દેવં કરીયે શેવં શિવ સુખ લેવં શાકારં. ૧૬
દારીદ્રે દંડન દુસ્મન ખંડન રીધી મંડન રીધીશા,
નીરબળ બળ બાહુ ખંડન રાહુ ચીતે ચાહુ અહનીશા;
ચીંતીત મન ચાતુર પુરે આતુર ભવિયાં ભ્રાતુર ભવ્યધારં,
દેવાધી દેવં કરીયે શેવં શીવ સુખ લેવં શાકારં. ૧૭
પઢીએ એક ચીતે ધરભર્યવિતે નીર્મળ નીત્યે તતકાળં,
પઢ પવિત્રપણાથી જાપ જપાથી ગુરૂ કૃપાથી રીધવાળં;
છેવટ એહ સારં નાંહી વીસારં ગુરૂ તૈયારં તૈયારં,
દેવાધી દેવં કરીયે શેવં શિવ સુખ લેવં શાકારં. ૧૮
(નેમનાથ મોરી અરજ શુણીજે મેહું દાશી ચરનુંકી,) એ રાગ
આજ આનંદી દીવસ અતિશે દિશેછે જ્યેમ દીવાળી,
મેહેર કરી મહારાજ દયાળુ તાર્યાં છે નરને નારી;
જ્ઞાન ચક્ષુનાં દ્વાર ખુલ્યાં છે ધર્મરૂપ ધ્યાનજ ધરતા,
દેવ દેવેંદ્ર દેવજી સ્વામી શંખાડા શાન્તી કરતા. ૧
અલોકીક મુર્તી એજ દર્શને દુખ ડુંગર જાયે નાશી,
ધર્મ ધ્વજા ચોત્રફ ફર્યાથી શ્રાવક શ્રાવીકા સંતોષી;
અચળ ચળે નહી એ ક્ષીતીમાં આશીર્વ સ્વરથી ઉચરતા,
દેવ દેવેંદ્ર દેવજી સ્વામી શંખાડા શાન્તી કરતા. ૨

ધર્મ રૂપીયો દુર્ગ થયો તે નાળ જંજાળે નહી પડશે,
શુરા સન્મુખ આવી લડશે કાયર કંપી રડવડશે;
કાયરનું તો કામ ન આવે સુરપણે શહેજે તરતા,
દેવ દેવેંદ્ર દેવજી સ્વામી શંઘાડા શાન્તી કરતા. ૩
સ્વામી શીશ્ય જયચંદજી સ્વામી નામ પ્રમાણે ગુણ ધારી,
જય જય જય જય જન મન બોલે મુખાંબીદ સુણી વાણી;
સદા નંદ રહો સદા નંદ રહો ધ્યાનપણે ધારણ ધરતા,
દેવ દેવેંદ્ર દેવજી સ્વામી શંઘાડા શાન્તી કરતા. ૪

દુહા.

શંઘાડા શાન્તી કરે, ધર્મ રૂપણી ઢાલ;
આજ થયું છે એટલું, અન્ય થવાનું કાલ. ૧
કાલ વાત કાલું કરે, ચાલે કહેવત સાચ;
ભવિશ્ય ભાવપર ભાવના, કદી ન આવે આંચ. ૨
આશ્રિતે આનંદ વધે, વહાલાં લાગે વેણ;
નીંદીત નરને નીરખ્યે, નીચાં ઢાળે નેણ. ૩
મમતીલાને મુરખ નર કહું ન માને કેણ;
ભીંતે જઈ ભટકી મરે, નીચાં ઢાળી નેણ. ૪
કુંપો ભાંગે કાચનો, સાંધો મળેન રેણ;
જૈનધર્મ એમ જાળવો, નીચાં મ ઢાળો નેણ. ૫

લાવણી.

(સુકીત કરના હોયસો કરલે કૌ જાને કલકી.) એ રાહ.
દર્શન થયાં આ વાર મુનીશ્વર દર્શન થયાં આ વાર,
સંકટ મટીયું ચોરાશીનું દર્શન થયાં આ વાર; ટેક.
દેવ દેવેંદ્ર દેવજી સ્વામી આતમ અઘ હરનાર,

પાપ પુંજથી મુકત કરાવી શુકળ જન્મ કરનાર;
શુકળ જન્મ કરનાર મુનીશ્વર દર્શન થયાં આ વાર, ૧
ઉપદેશાં મૃતપાન અહૅનીશ કરતાં નરને નાર,
પ્રબળ પાપનો પાન કર્યાથી અવનીપએ આધાર;
અવનીપએ આધાર, મુનીશ્વર. ૨
ભટકી મરતાં ભવઅબ્ધીમાં બાજ મળ્યુ આ વાર,
વાર વાર વિનતી કરૂં છઉં ગુરૂ ઊતારો પાર;
ગુરૂ ઊતારો પાર, મુનીશ્વર. ૩
રખડ્યો હું બહુ રણ અટવીમાં કોય ન શુણે પુકાર,
શરણાંગતનું રક્ષણ કરશો શ્રવણ ધરી ભણકાર;
શ્રવણ ધરી ભણકાર, મુનીશ્વર. ૪
નીબળ નૃપ સમાગમ થાતાં પાર્શ્વ લોહને પ્યાર,
શંગ કર્યાથી રંગ ફરે છે સતાધીશ કરનાર;
સતાધીશ કરનાર, મુનીશ્વર. ૫
કિટ ભ્રમરને યારી વધતાં તુરત કરે ગુંજાર,
વિરૂધ થાય જો વિશ્વ વિશેતો નિશ્ચે ભ્રમર નાદાર;
નિશ્ચે ભ્રમર નાદાર, મુનીશ્વર. ૬
બાંહ ગ્રહા પછે બાંહ્ય ન મેલો આત્મ કરો ઊધાર,
છેવટના શારાંશપણેતો શરણાંગત આ વાર;
શરણાંગત આવાર, મુનીશ્વર. ૭

લાવણી.

(નેમનાથ મોરી અરજ શુણીજે, મેહું દાશી ચરનુંકી.) એરાહ.

ધન દીવસ ધન ઘડી આજની, કર્મ બીજ મંગળ સંગે,
ધર્મ ધ્યાનથી ધર્મ સ્થાનકે, ગુરૂ વિરાજે ઊમંગે;

આજ આનંદી દીવસ હમારો, શ્રાવક શ્રાવીકા મન મલકે,
મુક્તાફળનો મેહ મંડળથી, સૂવર્ણનો સુરજ ઝળકે;
ભાગ્ય ઉદય થયાં ભુવન હમારે, સુખમય રહેશું સુખાળા;
ધર્મ ધુરધર દેવજી સ્વામી, જૈન દીવાકર દીપમાળા. ૧
ગાદીધર ગુરૂરાજ ગીર્વાણે, અંતસકરણ આનંદ પામે;
ભાષણ સુણી ભવદુખ હરતા સુખે પોચીયે સ્વધામે;
ગુરૂ સુખદાયક છે ભવતારક, વારક છે વિઘન ટાણે;
પુરી પાવન કરી પાપ નિવાર્યું, શ્રાવક શ્રાવિકા મન જાણે;
શ્રવણ શબ્દ ધરી સાર ગ્રહી લે, ધર્મી ધના જો ધનવાળા;
ધર્મ ધુરંધર દેવજી સ્વામી, જૈન દીવાકર દીપમાળા. ૨
ભવાબ્ધી તરવાનેજ કારણ, બાજ બજાવે મહારાજા;
તાદ્રશપણે દરશાવી આપે, મોક્ષપુરીના દરવાજા;
જ્ઞાન ચક્ષુનાં દ્વાર ખુલાવી, આશ્રીતને ઇચ્છિત આપે;
સંયમ ધારે પુન્ય પ્રતાપી, સુરધેનુ સમ સુર છાપે;
એકાગ્રે અરીહંત ભજાવે, જાપ જપાવે જપમાળા;
ધર્મ ધુરંધર દેવજી સ્વામી, જૈન દીવાકર દીપમાળા. ૩
કલ્પના રૂપે કાર્ય પુરણતા, કલ્પતરૂસમ કરનારા;
અજ્ઞાનીના આશ્રીત દાતા, ધારક ધણી થૈ ધરનારા;
પાર્શ્વમણી ચીંતામણી રૂપે, ભુપ ભલા નજરે ભાળ્યા;
પ્રશ્ન પ્રમાણે પ્રત્યુત્તરેથી, શેવકના સંશય ટાળ્યા;
અલોકીક રૂપે આજ ક્ષિતીમાં, વીર પુરૂષછો વીશાળા;
ધર્મ ધુરંધર દેવજી સ્વામી, જૈન દીવાકર દીપમાળા. ૪
જયચંદજી જયકાર કરંતા, શીષ્ય સ્વામીના છે સંગે;
ભવજળ તરવા જ્ઞાન બતાવે, અંતસકરણથી ઉછરંગે;

ચીરંજીવી રહો ચીરંજીવી રહો, આશીર્વ વાક્યે એહ વાણી;
સમય સમયતો દરશન દેજો, સેવકપર કરૂણા આણી;
નમન કરીને નાનજી કેછે, સદા સંત રહો સુખાળા;
ધર્મ ધુરંધર દેવજી સ્વામી, જૈન દીવાકર દીપમાળા. ૫

દુહા.

મહાન પુરૂષ મહિમા ભલો, કથીત કીચીત કેણ;
અનુભવ ધરમે આદરો, નીચાં મ ઢાળો નેણ. ૧
આ વેળા ને આ ઘડી, મળે નથી મળનાર;
નિત્ય નિત્ય નયણે નીરખીયે, દેવરૂપ દેદાર. ૨
ગયો સમય ફરી નહી મળે, ચેતન કહું છું ચેત;
ચેતન પ્રાણી ચેતીયે, ગુરૂ મુખ વાણી કેત. ૩
ગુરૂ મુખવાચક ધારતાં, લેશો સુખ અનંત;
નહીતો રખડો નારકી, ભાખ્યું છે ભગવંત. ૪

મંગળાપુરમાં સ્થીર વાસ કરવાને માટે શ્રાવક લોકોએ કરેલ માગણીની વિનંતી રૂપે અરજ.

(સુકીત કરના હોયસો કરલે કી જાને કલકી) એ રાહ.

ભાવણી.

નિશ્ચળ કરો નીરધાર, ગુરૂજી નિશ્ચળ કરો નિરધાર;
મંગળાપુરપર મેહેર કરીને, નિશ્ચળ કરો નીરધાર. ટેક.
ઉપદેશાંમૃત પાન કરાવી, તાર્‌યો છે સંસાર,
સતાધીશ સાક્ષાત સુરેશ્વર જ્ઞાન પુરણ ભંડાર;
જ્ઞાન પુરણ ભંડાર ગુરૂજી નિશ્ચળ કરો નીરધાર. ૧
શ્રાવક શ્રાવીકા સાર ગ્રહીને સફળ કરે જમવાર,
દુખ્ખદરૂપ ચોરાશી મધ્યે ફેરો નહી ફરનાર;

ફેરો નહી ફરનાર, ગુરૂજી. ૨
જ્ઞાન ગોષ્ટીની રેલ ચલાવી ફુવાવો નરે નાર;
સુભ હૃદયે સુભ સાર ધારતાં દુખી નહીં થનારે;
દુખી નહીં થનારે, ગુરૂજી. ૩
પંચમ આરે પુંજ પુન્યના દર્શને દુખ જનાર,
એહી કારણે આ સભા સમક્ષે અરજ કરી આ વાર;
અરજ કરી આવાર, ગુરૂજી. ૪
સ્થીર રહાજી સ્થીર રહોજી તલફી રહ્યાં નરનાર,
આપ અનુમત એમ મુનેશ્વર ભાવી ભાવ થનાર;
ભાવી ભાવ થનાર, ગુરૂજી. ૫
અરજ અમલ તો કરો ગુરૂજી એહીછે વટ ઉચાર,
નાનજી નિશ્ચય એમ કહેછે મરજી રૂપ થનાર,
મરજી રૂપ થનાર, ગુરૂજી નિશ્ચળ કરો નીરધાર. ૬

દુહા.

સુખ દીવસ નવ સાંભરે, દુખ દે પુરણ દાઝ;
ટુંક મુદતમાં ચાલવું, એવું ન કરો આજ. ૧
ચતુર માસ સુખચેનમાં, વર્તાણા છે વીર;
ગુરૂ તૈયારી જોઇને, મનડું ધરે અધીર. ૨
મન તું મરજાદે રહે, વિશ્વાસી કરૂં વીર;
ધીરજે જો વેરાવજે, મનડું થશે અધીર. ૩
અધીર ન થાયે આતમા, મનથી જપ મહાવીર;
ભાવી ભાવે ભેટશે, સાગર સંગીત નીર. ૪
ચીનડા ચીંતા છોડતાં, ધરમપર ધર ધીયાન;
ફેર વખત ભેટાડશે, યથામતિ એહ ભીયાન. ૫

(જનુની છબીરે ગોપીચંદની) એ રાગ.

સ્થીરરે થઈરે સ્વામી આ શહેરમાં, એવી અમને હતી આશજી,
આશા નીરાશા કરી સંચર્યા, એથી છૈયે સઉ ઉદાશજી;
ફરીરે દર્શન ક્યારે પામશું. ટેક.

એવું ન કીજીએરે ગુરૂરાજીયા, છો દ્રઢ ધર્મ મુર્તી આપજી;
શ્રાવક શ્રાવીકારે તલફે ઘણાં, અંતરકરણે ઉતપાતજી. ફરી. ૨
જળ ત્યાગી તરે મીનને જોઈએ, એવું બનાયું છે આજજી;
મેહ વછોયા વળી માનવી, નિશ્ચે થાય નારાજજી. ફરી. ૩
હીર લોહસ્તગતરે થઈ જતાં, પુરણ થાય પશ્ચાતાપજી;
કર્મ વીનારે કહાંથી સાંપડે, મનથી કરીએ એમાપજી. ફરી. ૪
સોચ વીચારરે છોડો ભાઈઓ, મહારાજે કરી નહી મેહેરજી;
ભાવી ભાવનાએ ગુરૂને ભેટશું, તેમાં પડે નહીં ફેરજી. ફરી. ૫
એમ વિચાર કરીને હવે જોઈએ, ધર્મ સ્થાનકે આજજી;
આરાધીયે અરીહંતને, સતર ભજે મહારાજજી. ફરી. ૬

દુહો.

ચેતન ચાલો સ્થાનકે, કરો ધર્મ શુભ રાજ;
અંજળ દાણા પાણીયે, ભેટીશું મહારાજ. ૧

# દીક્ષામોત્સવ.

આજનો એટલે કાર્તીક વદી ૫ વાર ભ્રગુ સંવત ૧૯૪૫ નો દીવસ અત્યંત મંગળીક અને ઉત્મૌત્મ મુદે આ દીવસની ઘડી, પળ, અગર વીપળ, યાનીમીષ માત્રા વખ્ત ફરી ફરીને મળનાર નથી. એ આપણે સર્વે શ્રાવક બાઈ ભાઈયો જાણીયે છીયે. આજે બાઈ કલ્યાણબાઈ કે જેની ઊમર શુમારમાં ૨૪ વર્ષની છે. તે પોતે આ સંસાર અ-

સાર છે. દેહ ક્ષણભંગુર છે. સગાં સ્નેહી સહોદર એ સર્વ સ્વાર્થની બાજી છે. મુદ્દે આ સંસાર બાજીગરની બાજીરૂપ છે. એમ ધારી પોતાના તીવ્ર વૈરાગના આવેશે મહાન સતી તપસ્વી સુંદરબાઈ અદ્યાપી બેનકુંવરબાઈ સ્વામી પાસે દિક્ષા લહે છે. એ સ્વલ્પ આનંદની વાત નથી. ભાવાર્થે ઘણોજ આનંદ થવા જેવું છે. અને આ-જનો દિક્ષા મોત્સવી દીવસ આપણે આપણા જન્મસુકૃત કરેલા કાર્યની એક અમુલ્ય નીશાની દાખલ નોંધી રાખવા સર્વે સુજ્ઞજનોને ભલામણ કરવામાં આવે છે.

હમેશાંના રીવાજ અનવ્યે દ્રષ્ટાંતોક્તે તીર્થંકર દેવના જન્મ મોત્સવ અગર દીક્ષામોત્સવને દીવસે દેવતા દેવીયો દેવ ક-ન્યાઓને તેમજ ઇંદ્રાદીક દેવને આવવાનો રીવાજ છે. તેમ આ મોત્સવ કાર્ય પ્રસંગે ન્યુનતા રહી હોય એમ જ-ણાયું નથી. કારણ આ વખતે ચાલતા પંચમકાળના જ-માનાની અનવ્યે વિચાર કરતાં સાક્ષાત ઓંકાર સ્વરૂપે આપણા શંઘાડાના મુગટમણી મહાંત મુનીશ્વર દેવજી સ્વામી તેમજ તેમના આદી શીષ્ય જયચંદજી સ્વામી તથા ભાણજી સ્વામી તથા જાદવજી સ્વામી તેમજ મહા સતીમાં સુંદરબાઈ, અને બેનકુંવરબાઈ જેઓ આ સુ-કાર્યમાં પહેલે દરજ્જે હાજર છે. શીવાય એજ કાર્ય પ્રસંગે આ ભુલોકના દેવતા દેવીયો દેવ કન્યાઓ (શ્રાવક શ્રાવીકા કન્યાઓ) બીજે દરજ્જે હાજર છે તેમજ ભૂલોકના દેવતા દેવીયો (શુદ્ર વર્ગના લોકો) ત્રીજે દરજ્જે હાજર થયાં હતાં.

પરંતુ અનવૈમાનીક દેવતા દેવીયા ( બહાર ગામથી

આવેલાં ) પણ પોતાની પુર આપેક્ષાને લીધે પોતાનાં મુળ વૈમાન એક બાજુએ મુકી ખાસુ સમારંભપર હર્ષભેર હાજર થયાં છે.

પૃથ્વીમાતા પણ પોતાના નજીકના પતી સંયોગના થયેલા સમાગમથી નીલી સાડી પહેરી નવપલ્લવે તૈયાર છે.

સૂર્યનારાયણે પણ આ દેખાવ જોવાની ખાતર પોતાના મુળ તેજમાં ઘણોજ વધારો કરી રૂપ પ્રકાશ્યું છે.

શક્રાદીક દેવે પણ પોતાની સતાવડે કરી આ સુકાર્યપર પોતાનું મેઘાડંબર છત્ર ધારણ કરી તમાંમ ગ્રીષ્મતાને બંધ કરી છે.

મત્યુલોકોનાં વૈમાન ( ઘોડાગાડી ઘોડા ) તથા ભુલોકની અપસરા વિવિધ દેખાવથી હાજર થઈ છે. છત્રીશ પ્રકારનાં વાજીંત્ર શીરૂ થઈ ગયાં છે. સુગીરારૂપ પુષ્પની વૃષ્ટી થવા લાગી છે. એટલે આ મોત્સ્વ કરવામાં કોઈ પ્રકારની ખામી રહી નથી.

છેવટે આ દિક્ષામોત્સ્વનું અર્થતી બ્યાન કરવા શીઘ્રકોવીદની સત્વરતા ચાલતી કલમ પણ તાકાદ ધરાવતી નથી. એટલે હવે હું મારી ચાલતી કલમ અટકાવવા રજા માગતાં સચ્ચીદાનંદ પાસ એટલીજ વીનતી કરૂંછઊં કે એ કલ્યાણબાઇનું દીક્ષાત્વપણું હમેશાં દીન પ્રતીદાન ચડતી કળામાં વૃદ્ધીને પામતાં જૈનમાર્ગનો વીશેશ ફેલાવો થાય એમ પ્રાર્થના છે. વીશેષાલંકાર.

કુહા.

દીપોત્સ્વીને દેખતાં, જન મન રંજન થાય;

અપુત અધીકું આ સમે, હૈડું તો હરખાય. ૧
વરરાજા વરઘોડલે, દેખી મન લોભાય;
અદ્ભુત અધીકું આ સમે, હૈડુંતો હરખાય. ૨
પુત્ર વંઝા પ્રસવ થકી, જય જય જય વરતાય;
અપુત અધીકું આ સમે, હૈડુંતો હરખાય. ૩
નિર્ધન ધન મળવા થકી, પરમ પ્રફુલીત થાય;
અપુત અધીકું આ સમે, હૈડુંતો હરખાય. ૪
મુંઢ મનોહર ભાષથી, પંડિત તુલ્ય પંકાય;
અપુત અધીકું આ સમે, હૈડુંતો હરખાય. ૫
નષ્ટ ચક્ષુ ચક્ષુ મીલે, જ્યોતાં રૂપ જણાય;
અપુત અધીકું આ સમે, હૈડુંતો હરખાય. ૬
ચિર વિદેશથી આવતાં, સગાં ભેટ શુખદાય;
અપુત અધીકું આ સમે, હૈડુંતો હરખાય. ૭
પંગુલ પદ પામ્યા થકી, શેત્રુંજે ગિરિવર ધાય;
અપુત અધીકું આ સમે, હૈડુંતો હરખાય. ૮
મિષ્ટપાન મનમાનતું, ક્ષુધાર્ત્ત ક્ષુધા મીટાય;
અપુત અધીકું આ સમે, હૈડુંતો હરખાય. ૯
એમ આજે આ સ્થળ વિષે, રાજેન્દ્ર ગુરૂરાય;
અપુત અધીકું આ સમે, હૈડું તો હરખાય. ૧૦

તીર્થાયુક્ત દુહા.

સદી ઓગણીસ આ સમે, પીસતાળીશ પરમાણ;
કમ કર્તાકા પંચમી, ભ્રગુ ભલેરો જાણ. ૧
આ દીવસની પળ ઘડી, કદી નથી મળનાર;
દિક્ષા મોત્સવી દીપતો, જગતે જય જયકાર. ૨

સતી તપસ્વી શોભતાં, સુંદરબાઈ સુજાણ;
બેનકુંવરબાઈ વળી, સુત્ર શીખાંતી જાણ. ૩
કલ્યાણબાઇએ કોડથી, છોડ્યો છે સંસાર;
આ દીવસની પળ ઘડી, ફરી નથી મળનાર. ૪

### ભુજંગ પ્રયાત.

અતી આજનો દીન આનંદકારી,
મળ્યાં શ્રાવકો શ્રાવીકાતો હજારી;
ઘણા ગાડિ ઘોડા અને વેલ સંગે,
બહુ લોકના થોક જોતા ઉમંગે. ૧
નગારાં નિશાનો નફેરીજ નાદે,
રમાગીત ગાતાં અત્યાનંદ સાદે;
દોડે દેવ દેવા થઈ જાય દંગે,
બહુ લોકના થોક જોતા ઉમંગે. ૨
જયંકાર વાણી જયંકાર બોલે,
દશે દીશ દેવા દર્શનાંત ડોલે;
દીઠાં સર્વ લોકો અતી ઉછરંગે,
બહુ લોકના થોક જોતા ઉમંગે. ૩

### નેમજીના સાત વારનો રાગ. સાત વાર.

આદીતે અરીહંત, ભાવે ભજીએરે;
સ્વર્ગપુરી સુખવાસ, શહેજે સજીયેરે. ૧
સોમે તે સંજમ, સુખ મનથી મળીયુંરે;
ચોરાશીનું મહા સુળ, સહેજે ટળીયુંરે. ૨
મંગળે મંગળ માળ, અનુપમ આજેરે;
ગાદીધર ગુરૂરાજ, સંગાથે છાજેરે. ૩

ખુશ તે બુદ્ધી એમ, મુજ મન થઇછેરે;
આપેક્ષા અંતરમાંય, જરા નવ રહીછેરે. ૪
ગુરૂવારે ગુરૂ દેવ, શોભે છે સંગેરે;
છે આતમતણા આધાર, રહેછે રંગેરે. ૫
ભ્રગુ ભલેરે વાર, દીક્ષા દહાડોરે;
સંસાર સાર અસાર, સહુ મન જાણોરે. ૬
થનીએ તે સંજમ શુધ, પ્રીતથી પાળોરે;
નીરાકાર નીત મેવ, નયણે નીહાળોરે. ૭

દુહા.

શુભ ચારીત્ર સાચવો, જૈન ધર્મ જસદાય;
આપેક્ષા છે એટલી, નિશદીન કરો સવાય. ૧

પુજ્ય સાહેબ ઉપર વેરાવળ મુકામે લખેલ પત્રનું ટાંચણ.

તા. ૧૮-૧૨-૮૮

સ્વસ્તીશ્રીરે વિમળાપુરી, વિરજીન ફુલચંદ; એ રાગ.

સ્વસ્તીશ્રીરે સોહામણું, વેરાવળ પુર વિશાળરે;
રાજેછે રાજસ્તી ગુરૂ રાજીયા, મધણુ વયણુ રશાળરે.
વંદન વારંવાર ગુરૂ દેવને૦ ૧
સકળ શીરોમણી શોભતા, શંધાડા શીરતાજરે;
મુગટધર મુનેશ્વર મહાલતા, મુખ્યશ્રી મહારાજરે. વંદન૦ ૨
દીસેછેરે સ્વામી દેવજી, દેવેંદ્ર રૂપ દેદારરે;
વિર વખાણે જૈને વિશ્વમાં, આશ્રીતના આધારરે. વંદન. ૩
જોયા જયચંદજી સોહામણા, સ્વામી શિષ્ય સુખકારરે;
ઉપદેશામૃત પાનથીરે, જગતે થાય જયકારરે. વંદન. ૪
બાણજી સ્વામી આદે વળી, સ્વામી જાદવજી સંગરે;

વાણી શાણી વિલાસથીરે, પ્રગટે નવલો રંગરે. વંદન. ૫
ત્રિકાળ વંદનથી વાંદતા, વંદન લેશો સ્વીકારરે;
શ્રી છત્રાશેથીરે વીનવે, નાનજી સ્નેહ ઉચ્ચારરે. વંદન. ૬
પત્ર લખતાં વધતી પ્રીતડી, અધીક આનંદ એમરે;
ગુરૂ કૃપાકર દ્રષ્ટીએરે, છે આરોગ્યતા ક્ષેમરે. વંદન. ૭
શંસારતે સાર અસાર છે, સાચો સાર ગુરૂ સંગરે;
ધર્મ ધ્યાનથકી પાર ઉતરે, શીવપુરી શુરંગરે. વંદન. ૮
સદગુરૂ સાહેબ સાંતતા, વીચરો વેરાવળ પુરરે;
અભાગીરે અહં આતમા, એ છે કર્મ અંકુરરે.
વંદન વારંવાર ગુરૂદેવને. ૯

## છંદ કુંડળીયા.

મંગળાપુર માયા તજી, વેરાવળે વિહાર;
અવસર કદી ન વિસરે, શંધાડા સુખકાર;
શંધાડા સુખકાર, હાર ધરણીધર હીરા;
આક્રંદમાં નરનાર, કર્યા નહીં વારા સ્થીરા;
નાંનજી નિશ્ચીત નેહ, સુરતરૂ સુખદાયા;
વેરાવળે વિહાર, તજી મંગળાપુર માયા. ૧
શોભાવ્યું શુધ્ધ ભાવથી, વેરાવળ આ વાર;
વધતો આનંદ આપતાં, આનંદી નરનાર;
આનંદી નરનાર, પ્યાર ગુરૂપર પુરણ;
વિમળ વાણી સુખદાઈ, ચીત ચીંતાકર ચુરણ;
નાંનજી નિશ્ચીત નેહ, મુજ મન અતી લોભાવ્યું;
વેરાવળ આવાર, શુધ્ધ ભાવથી શોભાવ્યું. ૨
વિરક્ષેત્ર વેરાવળે, વિચરેછે બડવીર;

વંદન કરવા વીલખતાં, ધારણ રહે ન ધીર;
ધારણ રહે ન ધીર, મીર મહંત મુનેશ્વરે;
પુરણ કીયા શુપાત્ર, જગતે શીદ્ધ જોગેશ્વર;
નાંનજી નિશ્ચીત નેહ, નિશદીન મનોવૃતી નેત્રે;
વિચરેછે ભડવીર, વેરાવળ વીરક્ષેત્રે. ૩
પ્રીતી પત્ર લખતાં વધી, અધીકી મુજને આજ;
દુશ્કૃત હું દરીયાવ પણ, ક્ષમા કરો શીરતાજ;
ક્ષમા કરો શીરતાજ, મહારાજ મહેર કરી જે;
દયા નિધી દાતાર, કીંકર બાંહ્ય ગ્રહી જે;
નાંનજી નિશ્ચીત નેહ, રિધીવંત સ્વામી એરીતી;
અધીકીમુજને આજ, પત્ર લખતાં વધી પ્રીતી. ૪

દુહા.

પત્રીપર પરમેશ્વરા, મેર કરો મહારાજ;
દેદારના દર્શણ વિનાં, નિશ્ચે છઉ નારાજ. ૧
પ્રત્યુતર મળવા તણી, પરમ કૃપાળુ આશ;
શેવકપર સુરતા કરી, નહીં કરશો નીરાશ ૨
ચિત સુરતા સ્વામી ભણી, પીંજર આહી પઠાય;
ઊતર મળતાંઆપનો, આનંદઅધિકજણાય ૩
ચિત સાચું શેવક તણું, જાણો સ્વામી જરૂર;
દર્શન દુખ દુરાંતરે, નિશદીન વધતું નુર. ૪

છપય છંદ.

સ્વામિ શંધ શિરતાજ, આજ અવનીમાં ભાળ્યા;
સ્વામી શંધ શિરતાજ, નયણથી નક્કી નીહાળ્યા;
સ્વામી શંધ શિરતાજ, કાજ શુકાજ કિયામાં;

સ્વામી શંઘ શિરતાજ, રાજ રૂપ ભુપ નીવામાં;
એમ સ્વામી શંઘ શીરતાજનાં, દર્શને દુખ ન પામીયે;
છે કોટી પત્મ કલ્યાણકર, નીશદીન ઈશ નમાંમંયે. ૧
નમન કરૂં નીશદીન, દેવ મોટા દીગંબરે;
નમન કરૂં નીશદીન, આજ ક્ષિતીમાં ઈંદરે;
નમન કરૂં નીશદીન, સંસાર પાર ઊતારણ;
નમન કરૂં નીશદીન, તોર બુડંતાં તારણ;
નમન નમન નીશદીન નમન, ગમન કરો ગુરૂ દ્રષ્ટીએ;
સુખ સાગર સમર્થ સદા, સુરે તરૂ સાહય સૃષ્ટીએ. ૨
આજ અતી આનંદ, પત્ર લખતાં મન પ્રોયું;
આજ અતી આનંદ, અરામા પ્રાયછીત ખોયું;
આજ અતી આનંદ, ગુરૂ મુખ જાપ જપાયી;
આજ અતી આનંદ, કરૂણાકર કરો કૃપાયી;
આનંદ એમ અધીકો વધે, શીધે કારજ સર્વદા;
મહાંત મુનેશ્વર દર્શને, કષ્ટ નિકટ નાવે કદા. ૩
શ્રી ગુરૂ દીન દયાળ, કૃપાળ અતીશે દીસે;
શ્રી ગુરૂ દીન દયાળ, પ્રતીપાળક પ્રમઈસે;
શ્રી ગુરૂ દીન દયાસ, રાહ શુરાહ બતાયો;
શ્રીગુરૂ દીન દયાળ, કષ્ટ પુંજ પાપ કટાયો;
શ્રી ગુરૂ દીન દયાળ શુભ, ભવતારક વારક ભલા,
અજ્ઞાન હરણ આશ્રીતતણાં મહાન પુરૂષ શેજ મળ્યા. ૪
મહાનપુર્ષ મહાવિર, ધીર ધરમે નવ ધારી;
મહાનપુર્ષ મહાવિર, નકી તાર્યા નર નારી;
મહાનપુર્ષ મહાવિર, ધર્મના સ્થંભ ધરામાં;

મહાનપુર્ષ મહાવિર, ખલક જવાહીર ખરામાં;
મહાનપુર્ષ મહાવીર વીર, અભયદાન આપત સદા;
શ્રવણ શ્રવણ શુખકાર છે, દીકરે કષ્ટ નાવે કદા. ૫
ચીંતામણી સ્વરૂપ, અનુપમ આજ ક્ષીતામાં;
ચીંતામણી સ્વરૂપ, નિપુણ ધર્મ ધનીજ નિતીમાં;
ચીંતામણી સ્વરૂપ, ક્રોધ કષાય તજી દીનો;
ચીંતામણી સ્વરૂપ, જગ મોહું વશ કરેલાનો;
ચીંતામણી રૂપ સ્વરૂપ તે, સોભત સૂરી શોભતા;
શ્રવણ શકૃવાણી શુણી, ક્ષણુંભર ક્ષાતા ક્ષોભતા. ૬
કૃપાળુ કરો કલ્યાણ, અંતસકરણ એહ ઉચારો;
કૃપાળુ કરો કલ્યાણ, સદ્ધર્મ સાર સુધારો;
કૃપાળુ કરો કલ્યાણ, શ્રાવક શાંતી મન ઈચ્છે;
કૃપાળુ કરો કલ્યાણ, દીગવીજય સહુ દીશે;
એમ કૃપાળુ કરો કલ્યાણમય, મહી મંગળ મંગળ મળે;
પુર્વ પુન્ય પરતાપથી, ગુરૂ દર્શન શેજે ભળે. ૭

છંદમનહર કવિત.

ધ્યાન મન મોર ધોર, નીશીને રેહે હચોર;
ચિત ચંદ્રજ્યું ચકોર, મોહ રૂપ માગ્યોહે;
ધેનું ધ્યાન ધ્યાન વછ, પ્રીતજ્યું સજીલ મચ્છ;
લોભીષ્ટને જેમ લચ્છ, લોભપુર લાગ્યોહ;
જ્યોત દ્રષ્ટજ્યું પતંગ, અર્પે છે નીજ અંગ;
કામી પુરછે અનંગ, નેહ નાર ભાગ્યોહે;
નટ નટ પ્રતી દર્ષ રે, વીત દીન પ્રીત ચોર;
નાંનજી પહોરવારે, ગુરૂ ધ્યાન જાગ્યોહ. ૧

### સવૈયા બત્રીશા.

ચીતસદા શુખ્ય સારહી વંછત, ચીતસદા મન મીષ્ટરૂ મેવા;
ચીત સદા છત્ર ભૂપહીં ચાહત, ચીત સદા શક્ર માનત શેવા;
ચીતસદા સુત્ર સારે નીરંતર મંતરજતર ચીંત રહેવા;
એરેહીં ચીંત સદા ગુરૂ દેવહીં, દેવનકો ચીંત જાનત દેવા;

### દુહા.

અલ્પ મતીના અંકમાં, કદી પડે જો ફેર;
માફ કરો મુનેશ્વરા, મોટપણેથી મેર. ૧
પુત કપુતાં નીપજે, પિતુમાત નહીં ઝેર;
માફ કરો મુનેશ્વરા, મોટપણેથી મેર. ૨

### કલમ પ્રીતી અલંકાર દુહા.

કલમ કંપી કરથી ડગી, ઉચરી એહ ઉચ્ચાર,
સદગુરૂ ગુણ શુગાવતાં, કદી ન પામું પાર. ૧

### ગર્ભસ્થાન.

એક તરૂણ શુકુમારને રોમ રોમ લાલચોળ સુયા ઘોંસવાથી, તેમના શરીરને અસહ્ય વેદના પ્રાપ્ત થાયછે. તે કરતાં આઠ ગણી વધારે વેદના ગર્ભસ્થાનમાં રહેનારા જીવને ઉત્પન્ન થાયછે. મળમુત્ર લોહી પરૂ વીગેરેમાં નવ મહીના અહર્નીશ મુર્છાગત સ્થીતીમાં વેદના ભોગવીને જન્મ પામેછે. જન્મકાળે ગર્ભસ્થાનથી પણ અનંત ગણી વેદના ભોગવવી પડે છે.

### દુહા.

ગર્ભસ્થાન કે ભક્તીના, કિધા હતો કરાર;
વાં વાં વાં કરી બોલીયો, ભુલી ગયો ગમાર ૧

ગર્ભસ્થાનના દુઃખથી, મુક્ત કરે ભવતાર;
અર્થ સર્વ વૈરાગણી, ભુલી ગયો ગમાર. ૨
નવ માસવાડા નેકીથી, કરીયા લેખ કરાર;
આજીજી કરી અવતર્યો, ભુલી ગયો ગમાર. ૩
શાધન કરતાં સામટું, ખોલ્યાં બંધ દ્વાર;
સાધી સ્વાર્થ સાહબે, ભુલી ગયો ગમાર. ૪
બચપણમાં બરદાશથી, યોવનવય આધાર;
રક્ષણ કરે કીરતારને, ભુલી ગયો ગમાર. ૫
ચેતન છેવટ સાંભર્યે, છેવટ રહે ન શાર;
કામ કશું નહીં આવશે, ભુલી ગયો ગમાર. ૬
બાંધી મુઠી આવતાં, ઠાલો જાહણકાર;
હાથ ગુમાવી હીરલા, ભુલી ગયો ગમાર. ૭
શુખમાં ફુલ્યો સાહબા, શુખ સગાં શુખધાર;
અંગ થકી અળગાં થયાં, ભુલી ગયો ગમાર. ૮
ઉશ્વાશા નિશ્વાશથી, અંતે થયો આજાર;
ભાન ભુલ્યો ભ્રમીતપણે, ભુલી ગયો ગમાર. ૯
યોવન વયમાં આત્મા, સમરી લે સુખકાર;
નહીંતો નર્કે નાંખશે, ભુલી ગયો ગમાર. ૧૦
તારી કારી ન ચાલશે, છેવટ શમય શંભાર;
નાંનજી નિશ્ચયથી કહે, ભુલી ગયો ગમાર. ૧૧

કાળ વિષે.

આ સ્થળે કાળ એટલે વખ્ત એમ અરથ કરવાનો નથી. પણ આ ક્ષણભંગુર દેહપર અહર્નીશ કાળચક્ર ફર્યા કરેછે. એમ જાણવાનું છે.

દુહા.

સુતવિત શુંદર શંપતી, રંભા ધરે રશાળ;
અંત શમે આધાં ખશે, કાળ કરે બેહાલ. ૧
ગોખ જરૂખા બારીયો, મેડી શુંદર માળ;
અંત્ય શમે આઘાં થશે, કાળ કરે બેહાલ. ૨
માતાને ભગની કરે, ભ્રાતાકે બડઢાલ;
બાળકે ખોળી નહીં જડે, કાળ કરે બેહાલ. ૩
આભુષણ શોભે અતિ, મોટા જે છે માલ;
શંગે તે નવ ચાલશે, કાળ કરે બેહાલ. ૪
કાળ ચક્ર ફરતું ફરે, શત્રુ વધતું સાલ;
તેમાં કો નવ ઊગરે, કાળ કરે બેહાલ. ૫
પીપળ ખરતાં પાત્રને, કુંપળ હસતાં બાળ;
વિતા કેડે વીતશે, કાળ કરે બેહાલ. ૬
શીંધ થકી તો સતગણી, ફરતી શાંધે ફાળ;
પવન સપાટે પરવરે, કાળ કરે બેહાલ. ૭
રાજા રંક ફકીર તો, કરતા રહ્યા શંભાળ;
બાલક ખપરમાં ખપી ગયા, કાળ કરે બેહાલ. ૮
રંભાને રડતી કરી, રડતાં રેતાં બાળ;
સગાં સહોદર ઝુરતાં, કાળ કરે બેહાલ. ૯
પંચવિષયનું સુખતો, દેણુ રૂપ દલાલ;
દલાલ દુખ દેખાડશે, કાળ કરે બેહાલ. ૧૦
વહાલાંની વહાલપ જશે, વહાલાં તજશે વહાલ;
રંચ અંશ ખેંચી જતાં, કાળ કરે બેહાલ. ૧૧
પંચભુતનું પીંજરૂં, લેશે મુળ સંભાળ;

મારૂં મારૂં શું કરે, કાળ કરે બેહાલ. ૧૨
તૃષ્ણા રૂપી તારૂણી, જે છે જબરી જાળ;
મનની તો મનમાં રહે, કાળ કરે બેહાલ. ૧૩
દ્રવ કોટી ખોટી થશે, સંગ ન ચાલે માલ;
પુન્ય પાપ દોય ચાલશે, કાળ કરે બેહાલ. ૧૪
સ્નેહ સંબંધ તો તુટતાં, જાંખી થાશે ઝાળ;
અંધ નગર અળખામણું, કાળ કરે બેહાલ. ૧૫
મોહ મમત્વને છાંડતાં, ભજ ભાવે પ્રતીપાળ.
નાંનજી નિશ્ચયથી કહે, કાળ કરે બેહાલ. ૧૬

### પ્રમાણુસીક્ષા દુહા.

અર્ધનીથી ભર ઉંઘમાં, ચોથ રમતમાં ચેત;
ચોથ ગયું ચાળા કરે, કાળ સપાટે લેત. ૧

### લક્ષ્મી વિષે.

લક્ષ્મી એ ચળ વિચળ છે. એ આપણાથી અજાણપણે નથી. કારણ ક્રોડાધીપતી હોય તે વખ્તને અનુસરતાં છેક દુર્બળ અવસ્થાને પામી જાયછે. અને દુર્બળ અવસ્થાવાળો ક્રોડાધીપતી થઈ જાયછે. એમ આપણે ઘણા દાખલા નજરે જોયાછે. અને જોઇએ છીએ. અને એ રીવાજ પરંપરાથી ચાલતો આવ્યોછે. અને ચાલ્યો આવશે. માટે લક્ષ્મીવાળા શ્રીમંત સુમુક્ષુ શ્રાવકોએ ગર્વ કરવાનો નથી. મુદ્દાની બાબતપર વિચાર કરતાં, લક્ષ્મીને દેવીની ઉપમેય આપીયે તો "દયા" એ શબ્દને પણ દેવીની ઉપમા આપ્યા વીગર છુટકો નહીં ત્યારે લક્ષ્મી અને દયા. એ બેને પરંપરાથી વેરભાવ હોય એમ તાદશી દેખાવપ.

રથી શીદ્ધ થઈ શકેછે. કેમકે શ્રીમંતને દયા થોડી હોયછે.

શંકા.–પરંતુ જેણે સદગુણરૂપી ધર્મતત્વ ફળનો અહાર કરી. ગ્નાન ચક્ષુનાં દ્વાર ખુલ્લાં મુક્યાં હોય. તેમણે તો લક્ષ્મી કરતાં દયાને વીશેશ માની પરમાર્થ કાર્યપર દ્રષ્ટી ચલાવીછે. અને નીરંતર ચલાવતા જશે એટલે તેમની કીર્તી તો યાવત્‌ચંદ્ર દીવાકરો એમ થઈ ચુકીછે અને થઈ ચુકશે એ નીશંકછે.

પ્રમાણશીક્ષા–લક્ષ્મી વીજળી જેવી છે. વીજળીનો ઝબકારો જેમ થઈને ઓલવાઈ જાયછે. તેમ લક્ષ્મી આવીને ચાલી જાયછે. અધીકાર પતંગના રંગ જેવોછે. પતંગનો રંગ જેમ ચાર દીવસની ચટકીછે. તેમ અધીકાર માત્ર થોડો કાળ રહી હાથમાંથી જતો રહેછે. આયુષ પાણીના મોજા જેવુંછે. પાણીનો હીલોળો આવ્યો કે ગયો તેમ જન્મ પામ્યા. અને એક દેહમાં રહ્યા કે ન રહ્યા. ત્યાંથી જાહેરમાં પડવું પડેછે. કામ ભોગ આકાશમાં ઉત્પંન થતાં ઈંદ્રના ધનુષ જેવાછે. જેમ ઈંદ્રધનુષ વર્ષાકાળમાં થઈને ક્ષણવારમાં લય થઈ જાયછે. તેમ યોવનમાં કામના વિકાર ફળીભૂત થઈ. જરા વયમાં જતા રહેછે. ટુંકામાં હે જીવ એ શઘળી વસ્તુના સંબંધ ક્ષણભરછે. એમાં પ્રેમ બંધનની શાંકળે બંધાઈને શું રાચવું તાત્પર્ય એ શઘળાં ચળ અને વિનાશીછે. તું અખંડ અને અવિનાશીછે. માટે તારા જેવી નીત્ય વસ્તુને પ્રાપ્ત કરે.

## સવૈયા બત્રીશા.

ધનકે કારન બંધવ મારત, ધનકે કારન પ્રીત તુટેરે;

ધનકે કારન જુઠહીં બોલત, ધનકે કારન આપ કુટેરે.
ધનકે કારન નારહીં આવત, ધનકે કારન સ્નેહ છુટેરે;
નાનજી મન બીચાર કીયો એમ, ધનકે કારન રાય ધુટેરે. ૧
ધનકે કારન સતહીં ચુકત, ધનકે કારન જાર કરેરે;
ધનકે કારન ઘાત કરે અરૂ, ધનકે કારન કુંપ પરેરે.
ધનકે કારન ક્ષુધા સહેનીજ, ધનકે કારન શીંધુ તરેરે;
નાનજી મન બીચાર કીયો એમ, ધનકે કારન ચોર મરેરે. ૨
ધનકે કારન નાચત કુદત, ધનકે કારન વૃક્ષ ચઢેરે;
ધનકે કારન વેઠ કરેનીજ, ધનકે કારન ભ્રાત વઢેરે.
ધનકે કારન નોકર હોકરે, રનમાં જાકરે આપ લઢેરે;
નાનજી મન બીચાર કીયો એમ, ધનકે કારન વીદ્યા પઢેરે. ૩
ધનકે કારન નોકર ચાકર, ધનકે કારન દાસ ગુલામા;
ધનકે કારન મારન મોહન, ધનકે કારન આવત રામા.
ધનકે કારન દેશ વીદેશહી, ધનકે કારન ત્યાગીત ગામા;
નાનજી મન બીચાર કીયો એમ, ધનકે કારન માગત ધામા. ૪
ધનકે કારન મંતર તંતર, સાધન સાધત હોત હેરાના;
ધનકે કારન ભેખ બનાવત, બાહીર જાય બતાવત બાના.
ધનકે કારન કોટી ઉપાયહી, માન તજી અપમાન લગાના;
નાનજી મન બીચાર કીયો એમ, રંકકી જાતકું કેવત રાના. ૫

છંદ કુંડળીયા.

રૂપીયા તુંહી રાંકને, પળમાં કરે અમીર;
ઘેલામાં ડાપણ ધરે, કાયર ને શુરવીર.
કાયર ને શુરવીર, પલક એકે તું કરતો;
રાજા રંક ફકીર, રંકપર છતર ધરતો.

કહે નાનજી એમ, હેતથી હરખે હૈયા;
પલમાં કરે અમીર, રાંકને તુંહી રૂપૈયા. ૧
રૂપીયાના રાજમાં, ડાહો ડાપણદાર;
શ્રેષ્ટ કુળ સહુ જન ગણે, મોટપછે ધરનાર.
મોટપછે ધરનાર, ખમા ખમા સહુ કરતા;
જશ વધતો જગમાંહ, ભર્યા ભંડારે ભરતાં.
કહે નાનજી એમ, લાવ લાખેણો લેયા;
ડાહો ડાપણદાર, રાજમાં તુંહી રૂપૈયા. ૨
રૂપૈયાના રૂપમાં, નહીં ખાપણ કે ખોડ;
ધરછીત તો આવી મળે, પુરણ થાયે કોડ.
પુરણ થાયે કોડ, મન ગમતા મન ધાર્યા;
સત્રધાર જે શુર, હોડ કરતાં પણ હાર્યા.
કહે નાનજી એમ, કોટી ગુણ તુજમાં કૈયા;
નહીં ખાપણ કે ખોડ, રૂપમાં તુંહી રૂપૈયા. ૩
રૂપૈયા હોય રોકડા, સગાં સહોદર શુખ;
કુલેશ કુટંબે તે કરે, દુખમાં મોટું દુખ.
દુખમાં મોટું દુખ, અરણમાં પણ અથડાવે;
રણમાં રણસંગ્રામ, શુરા પણ શીશ કટાવે.
કહે નાંનજી એમ, રાવ રંક વશ રૈયા;
સગાં સહોદર શુખ, રોકડા હોય રૂપૈયા. ૪
રૂપૈયા રહીત વિશ્વે, મોટું તારૂં રાજ;
ઘડી ઘડી ન વીશરે, તુજવીણ સરે ન કાજ.
તુજવીણ સરે ન કાજ, રાજ એવું ફેલાણું;
નર નારી વૃદ્ધ બાળ, જપે નીત્ય નાણું નાણું.

કહે નાનજી એમ, ઈશ અને ઉચરે ઉમૈયા;
મોટું તારૂં રાજ, રહીયત વીષે રૂપૈયા. ૫
રૂપૈયા રહે માનમાં, મોટો શુબેદાર;
શાર અને પતશાર પણ, ધરપત નઈ ધરનાર.
ધરપત નઈ ધરનાર, મળે જો ખર્વ નીખર્વ;
અધિકી આશા અમે, સાધન સાધતા સર્વ.
કહે નાંનજી એમ, તનુજ મન ચળે તેનૈયા;
મોટો શુબેદાર, રહે માનમાંહી રૂપૈયા. ૬
રૂપૈયે રળીયામણું, ઘર શુંદર ઘરબાર;
બાપા કરી બોલાવશે, વિશ્વરૂપ વ્યવહાર.
વિશ્વરૂપ વ્યવહાર, જગતમાં જોર અતીશે;
તપથી તપસ્યાકાર, એહ મનથી પણ ઇચ્છે.
કહે નાંનજી એમ, શાન્ત ધર્મ શુખ લેયે;
તૃષ્ણા પુર્ણ ન થાય, અશંખ્યત મેળ રૂપૈયે. ૭

દુહા.

વસુવીનાના નરપ શું, ખલકે જોયો ખ્યાલ;
આગમ ભવ આનંદ વધે, પ્રીતે ભજ પ્રતીપાળ. ૧

પરનારી વિષે.

પરપ્યારીનો પ્યાર, મીત્ર કદી નવ કરશો;
પરપ્યારીનો પ્યાર, કર્યાથી નીશ્ચે મરશો.
પરપ્યારીનો પ્યાર, માન મરજાદ મટાડે;
પરપ્યારીનો પ્યાર, આબરૂ આપ ઘટાડે.
પરપ્યારીના તો પ્યારથી, અવગુણ વધશે આપના;
નાંનજી નીશ્ચયથી કહે, બુડે બહોતરે બાપના. ૧

લાજ શરમતો જાય, પ્રીતી પરરામા થાયે;
રંગમાં વધશે રોગ, દામ નવ રેશે હાથે.
ભુંડપ વધતો ભાર, કાર વેવાર કળાણા;
જારતો લવે જાર, ગણી તે એમ ગણાણા.
પરરામા શુખ તજાવીને, નિશ્ચે નાખે નર્કમાં;
નાંનજી નિશ્ચયથી કહે, શુખ મટાડે સ્વર્ગમાં. ૨
પરલલનાં દુખ રૂપ, કુંપ ઊંડેરે નાખે;
પરલલનાં દુખ રૂપ, ભુપ પણ ભુંડું ભાખે.
પરલલનાં દુખ રૂપ, સ્વરૂપે શંગ ન કરીયે;
પરલલનાં દુખ રૂપ, ભાર ભુંડો જગ ભરીયે.
પરલલનાં દુખ અપારછે, તેથી અળગા રીજીયે;
શુધા શલીલને પરહરી, વીખ હળાહળ પીજીયે. ૩
પર નારી નર્ક દ્વાર, મારથી મોટા પડીયા;
પર નારી નર્ક દ્વાર, ખાર ખંતીલા લડીયા.
પર નારી નર્ક દ્વાર, હારછે હઠીલા નરની;
પર નારી નર્ક દ્વાર, જાર જોખમીછે નરની.
પર નારી નર્ક દ્વારને, દેખાડે નીમીષ વારમાં;
શંગ કર્યાથકી સાંભળ્યું, જોખમ મોટું જારમાં. ૪
જમી જોરૂને જર, ઘર પણ તેહ તજાવે;
જમી જોરૂને જર, પરગ્રહ મોત કરાવે.
જમી જોરૂને જર, નર વર લડતા મોટા;
જમી જોરૂને જર, ખરા તે પડતા ખોટા.
જમી જોરૂ જરના કારણે, અથડાતાછે અરણમા;
ખપર એવુંતો ખલકે રચ્યું, શૃષ્ટિ આખી શરણમાં. ૫

જશે રંગને રાગ, ભાગ્ય પણ થાશે ભુંડા;
ભવાબધી ભટકે એમ, જેમ વાંદર ઘરમુંડા.
વિપતી વેઠે વીર, ધીર ધારણ નવ રેશે;
શહે શિતને તાપ, આપ અંધાતુર વેશે.
પર પ્રીયા ક્રીયા ચુકાવીને, દેખાડે જમ દ્વારને;
નાંનજી નીશ્ચયથી કહે, જોખમ મોટું જારને ૬
એક માતેલો શાંઢ, જુઓ મન ગમતું ચરતો;
અહુંપદ ધરી અપાર, બીક કોની નવ ધરતો.
વિત્યાં વર્ષ અપાર, પાર પુન્યાય ખવાણી;
ગતિ મતિ વિપરીત, જગમાં વાત જણાણી.
ઘર ધણીએ વાતજ જાણતાં, બેઠો બાંધી બારને;
માર અતીશે ત્યાં મારીયો, જોખમ મોટું જારને. ૭
વિખ ભૂમી વિખ બીજ, વિખવેલો ત્યાં વળગ્યો;
પાત્ર પુષ્પ પણ તેમ, ફુટ્યો એવોછે ફણગો.
ફળીયો શુંદર ફાલ, ફળ પણ રૂડાં ફળીયાં;
દેખી મન લોભાય, રાવ રાણા મન ગળિયાં.
એ ફળનો અહાર કર્યાંથકી, દુર્લભ દેહ તજાયછે;
નાંનજી નિશ્ચયથી કહે, નર્ક બાર પરનારછે. ૮
હાડ માંશ ને રૂધીર, ચરમ ઉપર તો શાંધી;
મુત્રાદીકની ધાર, ક્ષાર રૂપી ઘર બાંધી.
ઘર જાયે મમશાણ, મશાણે મોટા પડીયા;
રાવ રંક મહેરાણા, ખોળ્યા ખલકે નવ જડીયા.
એ ઘર અતીછે અળખામણું, તુરત મોત તરવારછે;
નાંનજી નીશ્ચયથી કહે, નર્ક બાર પરનારછે. ૯

શીતા રૂપ સ્વરૂપ, ભુપ રાવણ મન ભાળી;
જોગી થૈને આપ, રંભા રૂપ નીહાળી.
હરણ કર્યું તતકાળ, કામ કામાતુર રાજા;
ગયું રાજને પાટ, માન મોટપ ગઈ માજા.
ચૌદ ચોકડીનું રાજ્ય તે, ખોયું એવા એલમાં;
રાજપાટ કાંઇ નવ રહું, માંખ્યા બુડી તેલમાં. ૧૦
ચપળ નેત્ર ચાતુરે, આતુરેતા અંગ જણાવે;
રાવ ભાવ શુભ રીત, ગળામાં બાહ ધરાવે.
બોલે મીઠા બોલ, તોલ મેરૂ સમ રાખી;
ચરીત્ર કરી સત ક્રોડ, નરવર ફાંશી નાંખી.
ખપર ધરણી ખરી ખલકમાં જોગણી જગતે જાગની;
ખાંઉખાંઉં કરી ખપાડીયા, તોપણ નીશદીન માગતી. ૧૧
ધડી એકમાં કરે રીશ, ઘડીમાં પ્રીત દેખાડે;
ઘડીમાં અરપે શીશ, ઘડીમાં ભોંય પછાડે.
ઘડીમાં કેશે કંથ, ઘડીમાં કેશે વીરા;
ઘડીમાં રંગ રશાળ, ઘડીમાં નેણે નીરા.
એક ઘડીયેતો બહુ વધે, નવલા નવલા રંગછે;
પૈસો હર્યા પછી પેખતાં, ભલી પ્રીતીમાં ભંગછે. ૧૨

## પંચમ કાળ.

પટાવળીકૃત જન મહાન પંડીત મેરૂતુંગ. અને પરીશીષ્ટ પર્વકૃત. હેમચંદ્રસુરી કહેછે કે અશ્વની વદી અમાશ એટલે દીપમાળીકા યાને દીવાળીના રોજ છેલ્લા તીર્થંકર ત્રીશળાનંદન મહાવીર સ્વામીએ સ્વર્ગાવાશ કર્યા. તેમના પછી ત્રણ વર્ષ આઠ માસ અને પંદર દીવશ વીત્યા પછે

એટલે અશાઢ વદી ૧ના રોજથી પંચમ આરો સ્થાપીત થયો. તેમનું પ્રમાણ ૨૧૦૦૦ હજાર વર્ષનુંછે. વીશેશ શ-મજણને માટે કાળ ચક્રના બે મુખ્ય ભેદ કર્યાછે. ૧ ઉત્સ-ર્પિણી ૨ અવસર્પિણી એકેકા ભેદના છ છ આરાછે. આધુનીક વર્તન કરી રહેલો આરો. પંચમ કાળ કહેવાયછે. અને તે અવસર્પિણી કાળનો પાંચમો આરોછે. અવસ-ર્પિણી એટલે ઉતરતો કાળ. એ ઉતરતા કાળના પાંચમા આરામાં કેવું વર્તન આ ભરતક્ષેત્રે થવું જોઇએ. તેન માટે જ્ઞાની પુરૂષોએ નીચે પ્રમાણે વીચારો જણાવ્યાછે.

નિગ્રંથ પ્રવચનપરથી મનુષ્યોની શ્રધા ક્ષીણ થતી જશે. ધર્મના મુળતત્વોમાં મત મતાંતર ઘણા પડશે પાખંડી અને પ્રપંચી મતોનું મંડન થશે જનસમુહની રૂચી અધર્મી ભ-ણી વળશે. સત્ય દયા ધીમે ધીમે પરાભવ પામશે મોહા-દીક દોષોની વૃદ્ધી થતી જશે દંભી પ્રપંચી અને પાખંડી ગુરૂ પુજ્ય રૂપ થશે દુષ્ટ વૃતીના મનુષ્યો પોતાના ફંદમાં ફાવી જશે. મીઠા પણ ધુર્તવક્તા પવિત્ર મનાશે. શુધા બ્રહ્મ ચર્યાદીક શીળયુકત પુરૂષો મલીન કહેવાશે આત્મીક જ્ઞાનના ભેદો હણાતા જશે હેતુ વગરની ક્રીયા વધતી જ-શે. અજ્ઞાનિ ક્રીયા બહુધા શેવાશે વ્યાકુળ વિષયોનાં શા-ધન વધતાં જશે. એકાંતીક પક્ષો સતાધીશ થશે શૃંગાર-થી ધર્મ મનાશે.

ખરા ક્ષત્રિયોવિનાં ભૂમિ શોક ગ્રસ્ત થશે નિર્માળ રાજ વંશીઓ વેશ્યાના વિલાશમાં મોહ પામશે. ધર્મ કર્મ અને ખરી અષ્ટાંગ રાજનિતી ભુલી જશે. અન્યાયની પ્રબળતા

થશે. જેમ લુંટી શકશે તેમ પ્રજાને લુંટશે. પોતે પાપીષ્ટ આચરણો શેવી પ્રજા આગળ તે પળાવતા જશે રાજ્ય બીજાને નામે શુન્યતા આવતી જશે નીચ મંત્રીયોની સત્તા વધતી જશે એઓ દીન પ્રજાને ચુશીને ભંડાર ભરવાનો રાજાને ઉપદેશ આપશે શીયળ ભંગ કરવાનો ધર્મ રાજાને અંગીકાર કરાવશે શૌર્યાદીક સદગુણો નાશ કરાવશે મૃગયાદી પાપમાં અંધ બનાવશે રાજ્યાધીકારીયો પોતાના અધીકારથી સહસ્ત્રગણી અહંપદતા ગ્રહણ કરશે વિપ્રો લાલચુ અને લોભીષ્ટ થઈ જશે સદ વીદ્યા દાટી દેશે સંસારી સાધનોને ધર્મ ઠરાવશે કેવળ સ્વાર્થી અને કઠોર હૃદયના થતા જશે સમગ્ર મનુષ્ય વર્ગની સદ વૃતીયો ઘટતી જશે. અકૃત અને ભયંકર કૃત્યો કરતાં તેઓની વૃતી અટકશે નહીં વિવેક વિનયસરલતા ઈત્યાદીક સદગુણો ઘટતા જશે અનુકંપાને નામે હીનતા થશે માતા કરતાં પત્નીમાં અને પીતા કરતાં પુત્રમાં પ્રેમ વધશે એક પત્નીવૃત નીયમ પુર્વક પાળનારી સુંદરીયો ઘટી જશે સ્નાનથી પવિત્ર ગણાશે. ધનથી ઉતમ કુળ મનાશે. ગુરૂથી શીષ્યો અવળા ચાલશે ભૂમીનો રસ ઘટી જશે સારાંશ કહેવાનો ભાવાર્થ એટલોજ છે કે ઉત્તમ વસ્તુની ક્ષીણતાછે અનેક નીષ્ટ વસ્તુનું પ્રબળછે. છેવટે જૈનધર્માચાર્ય દુપ્સમા નામે આચાર્ય થશે. તેમણે સ્વર્ગાવાસ કર્યા પછે જૈનધર્મ પર અનેક આફતો આવી પડવાની.

### મહાવીર સાસન.

હાલમાં જે સાસન ચાલેછે. તે શ્રમણ ભગવંત મહા-

વીરનું પ્રણીત કરેલુંછે. ભગવંત મહાવીર મગધદેશના ક્ષ-ત્રિયકુંડ નગરમાં ત્રિશળાદેવી ક્ષત્રાણીની કુંખે, શીધારથ રાજાથી જન્મ્યા. મહાવીર ભગવાનના મોટાભાઇનું નામ નંદીવર્ધમાન હતું. મહાવીર ભગવાનની સ્ત્રીનું નામ યશો-મતિ હતું ત્રીશ વર્ષ તેઓ ગ્રહસ્થાશ્રમ પાળી એકાંન્તીક વિહારે સાડાબાર વર્ષ એકપક્ષ તપાદિક સમ્યકાચારે એમણે અસેષ ઘનઘાતકી કર્મ બાળીને ભસ્મિભૂત કર્યા. અને અનુપમેય કેવળજ્ઞાન, કેવળદર્શન રૂજુવાલીકા સરી-તાને કીનારે પામ્યા. એકંદર બહોતેર વર્ષની લગભગ આયુશ ભોગવી. છેવટે શીદ્ધ સ્વરૂપને પામ્યા. ચાલતી ચો-વીશીના એ છેલા જૈનેશ્વર હતા.

એમનું આ ધર્મતીર્થ ચાલેછે. તે ૨૧૦૦૦ હજાર વર્ષ સુધી એટલે પંચમકાળની પુર્ણતા સુધી ચાલશે. એમ ભ-ગવતી સુત્રનાં વાક્યછે.

વંકજડાયપછીમા એવું ઉતરાધ્યયન સુત્રમાં વાક્ય છે એનો ભાવાર્થ એટલોજ છે કે, છેલા તીર્થંકરના (મહાવીર) શીષ્યો વાંકા અને જડ થશે. તેપરથી પ્રમાણ શીક્ષાએ વીચાર કરતાં આ ધર્મમાં પણ મતમતાંત ઘણા પડી જવાનાં એ નીર સંદેહ.

## શામાયક.

સામાયિક એ શબ્દની વ્યુત્પતિ સમઆય અને ઇક એ શબ્દોથી થાયછે. સમ એટલે રાગદ્વેષ રહીત મધ્યસ્થ પરીણામ આવે એટલે સમભાવનાથી ઉતપંન થતો. જ્ઞાનદર્શન ચા-રીત્રરૂપ મોક્ષમી માર્ગ પ્રત્યાદિક લાભ અને ઇક કહેતાં

ભાવ એમ અર્થ થાયછે. એટલે કે જેવડે કરીને મોક્ષના માર્ગનો લાભદાયક ભાવ ઉપજે. તે સામાયિક. આર્ત રૌદ્ર એ બે પ્રકારના ધ્યાનનો ત્યાગ કરીને દસ મનના, દસવચનના અને બાર કાયાના એ બત્રીશ દોષ રહીત સામાયીક કરવું. હવે એ બત્રીશ દોસ જાણવા અવશ્ય જરૂરછે. પ્રથમાત્ મનના દસ દોષ.

૧ અવિવેક દોષ=સામાયીકનું સ્વરૂપ નહીં જાણવાથી મનમાં એવો તુરંગ ઊઠે કે આથી શું ફળ થવાનું હતું. આથી કોણ તર્યું હશે. એવા વીકલ્પનું નામ.

૨ યશોવાંછા દોષ=પોતે સામાયિક કરેછે. એમ અન્ય મનુષ્યો જાણે તો પ્રશંશા કરે તે ઇચ્છાએ સામાયિક કરે.

૩ ધનવાંછા દોષ=ધનની ઈચ્છાએ સામાયિક કરવું તે.

૪ ગર્વદોષ=મને લોકો ધર્મી કહેછે. અને હું કેવી સામાયક પણ તેવીજ કરૂં છઉં.

૫ ભયદોષ=હું શ્રાવક કુળમાં જન્મ્યોછું. મને લોકો મોટા તરીકે માન દેછે અને જો સામાયિક નહી કરૂંતો. કહેશે કે એટલું પણ નથી કરતો એથી નીંદા થશે.

૬ નીદાનદોષ=સામાયિક કરીને તેના ફળથી ધન સ્ત્રી પુત્રાદીક મળવાનું ઈચ્છે તે.

૭ સંશય=સામાયકનું પરિણામ હશે કે નહીં હોય. એમ સંકલ્પ વિકલ્પ કરે તે.

૮ કષાયદોષ=સામાયિક ક્રોધથી કરવા બેશી જાય. કે કંઈ કારણથી પછી ક્રોધ, માન માયા લોભમાં વૃતી ધરે તે.

૯ અવિનયદોષ=વિનય વગર સામાયિક કરે તે.

૧૦ અબહુમાન દોષ=ભકતીભાવ અને ઊમંગ પુર્વક સામાયિક ન કરે તે.

બહુમાન દોષ. દ્વીતીયે વચનના દસ દોષ.

૧ કુબોલદોષ=સામાયિકમાં કુવચન બોલવું તે.

૨ સહસાત્કારદોષ=સામાયીકમાં સાહસથી અવિચાર પુર્વક વાકય બોલવું તે.

૩ અસદારોપણ દોષ=બીજાને ખોટો બોધ આપે તે.

૪ નીરપેક્ષ દોષ=સામાયીકમાં શાસ્ત્રની દરકાર વીનાં વાક્ય બોલે તે.

૫ સંક્ષેપ દોષ=સુત્રના પાઠ ઇત્યાદી ટુંકામાં બોલી નાખે અને યથાર્થ ભાંખે નહીં તે.

૬ કલેશદોષ=ક્રોધથી કંકાશ કરે તે.

૭ વિકથા=ચાર પ્રકારની વિકથા માંડી બેસે તે.

૮ હાસ્યદોષ=કોઇની હાંશી મસ્કરી કરે તે.

૯ અશુદ્ધદોષ=સુત્રપાઠ ન્યુનાધિક અને અશુદ્ધ બોલે તે.

૧૦ મુણ મુણદોષ=ગડબડ ગોટાથી સુત્રપાઠ બોલે કે પોતે પણ પુરૂં માંડ સમજી શકે.

તૃતીયે કાયાના બાર દોષ.

૧ અયોગ્ય આશન=પગપર પગ ચઢાવીને બેસે એ ગુર્વાદીકનું અવિનય રૂપ આશન.

૨ ચલાશન=ડગ ડગતે આશને બેશી, સામાયીક કરે અગર વારંવાર જ્યાંથી ઉઠવું પડે તેવે આસને બેસે.

૩ ચલદ્રષ્ટી=કાર્યોત્સર્ગમાં (કાઊસગ) આંખો ચંચળરાખે.

૪ સાવધ્ય ક્રીયાદોષ=કાંઇ પાપક્રીયા કે તેની શંજ્ઞા કરે તે.

૫ આલંબનદોષ=ભીંતાદીકે ઓઠીગણ દઇ બેસે એથી ત્યાં બેઠેલા જંતુનો નાશ અને પ્રમાદ થાય તે.

૬ આકુંચન પ્રસારણદોષ=હાથ પગ સંકોચે લાંબા કરે ઈત્યાદીક.

૭ આળશ દોષ=અંગ મરડે ટચાકા વગાડે.

૮ મોટનદોષ=આંગળી વગેરે વાંકી કરે ટચાકા વગાડે.

૯ મલદોષ=ઘરડા ઘરડ કરી મેલ ઉતારે તે.

૧૦ વિમાશણદોષ=ગળામાં હાથ નાખી બેસે ઈત્યાદી.

૧૧ નિદ્રાદોષ=ઝોલા ખાવાં નીંદ્રા લેવી ઈત્યાદી.

૧૨ વસ્ત્રસંકોચન=ટાઢ પ્રમુખની ધાસ્તીથી વસ્ત્રથી શરીર સંકોચે એમ બત્રીશ દુષણ રહીત શામાયક કરવી. પાંચ અતીચાર ટાળવા.

## બાર ભાવના.

૧ અનિત્ય ભાવના=શરીર, વૈભવ, લક્ષ્મી, કુટુંબ, પરીવારાદીક સર્વ વિનાશીછે. જીવનો મુળ ધર્મ અવિનાશીછે. એમ ચીતવવું તે.

૨ અશરણ ભાવના=સંસારમાં મરણ શમયે જીવને શરણ રાખનાર કોઈ નથી. માટે એક શુધ્ધ ધર્મનું શરણજ શત્યછે. એમ ચીતવવું તે.

૩ સંસારભાવના=આ આત્માએ સંસાર સમુદ્રમાં ભ્રમણ કરતાં કરતાં સર્વ ભવ કીધાંછે. એ સંસારી જંજીરથી હું ક્યારે છુટીશ. એ સંસાર મારો નથી હું મોક્ષમય છું એમ ચીંતવવું તે.

૪ એકત્વ ભાવના=આ મારો આત્મા એકલોછે. તે એ-

કલો આવ્યોછે. એકલો જશે પોતાનાં કરેલાં કર્મ એકલો ભોગવશે અંતઃકરણથી એમ ચીંતવવું તે.

૫ અન્યત્વભાવના=આ સંસારમાં કોઈ કોઈનું નથી એમ ચીંતવવું તે.

૬ અશુચીભાવના=આ શરીર અપવિત્રછે. મળમુત્રની ખાણછે. રોગજરાનું નિવાસ ધામછે. એ શરીરથી હું ન્યારોછું એમ ચીંતવવું તે.

૭ આશ્રવભાવના=રાગદ્વેષ અજ્ઞાન મીથ્યાત્વ ઈત્યાદીક સર્વ આશ્રવછે એમ ચીંતવવું તે.

૮ સમ્વરભાવના=જ્ઞાનધ્યાનમાં પ્રવર્તમાન થઈને જીવ નવા કર્મ બાંધે નહી તે.

૯ નિર્જરાભાવના=જ્ઞાનસહિત ક્રિયા કરવી તે નિર્જરાનું કારણછે. એમ ચીંતવવું તે.

૧૦ લોકસ્વરૂપભાવના=ચૌદરાજલોકનું સ્વરૂપવિચારવુંતે

૧૨ બોધદુર્લભભાવના=સંસારમાં ભમતાં આત્માને સમ્યક્જ્ઞાનની પ્રાપ્તિ પ્રાપ્ત થવી દુર્લભછે. વા સમ્યક્જ્ઞાન પામ્યો તો ચારિત્ર સર્વ વિરતિ પરિણામ રૂપ ધર્મ પામવો દુર્લભછે તે.

૧૨ ધર્મદુર્લભ ભાવના=ધર્મના ઉપદેશક તથા શુદ્ધ શાસ્ત્રના બોધક એવા ગુરૂ અને એવું શ્રવણ મળવું દુર્લભછે એમ બાર ભાવનાઓ વૈરાગની અને આત્મહિતૈષી વિષયોની શુદ્ધતા થવાને માટે અવસ્ય કરી જાણવાની જરૂર છે.

## સત્ ધર્મતત્વ.

અનાદિકાળથી કર્મજાળના બંધનથી આ આત્મા સંસારમાં રઝળ્યા કરેછે. સમયમાત્ર પણ તેને ખરૂં સુખ નથી. અધોગતીને એ સેવ્યા કરેછે. અને અધોગતીમાં પડતા આત્માને ધરી રાખનાર જે વસ્તુ તેનું નામ ધર્મ એ ધર્મ તત્વના સર્વજ્ઞ ભગવાને ભીન્ન ભીન્ન ભેદ કહ્યાછે. તેમાંના મુખ્ય બેછે ૧ વ્યવહાર ધર્મ ૨ નિશ્ચય ધર્મ.

વ્યવહાર ધર્મમાં દયા મુખ્યછે. ચાર મહાવૃતો પણ દયાની રક્ષા વાસ્તેછે. દયાના આઠ ભેદછે.

૧ દ્રવ્યદયા-કોઈપણ કામ કરવું તેમાં યત્નાપુર્વક જીવરક્ષા કરીને કરવું તે.

૨ ભાવદયા-બીજા જીવને દુર્ગતી જતો દેખીને અનુકંપા બુદ્ધીથી ઉપદેશ આપવો તે.

૩ સ્વદયા-આ આત્મા અનાદિકાળથી મિથ્યાત્વથી ગૃહાયોછે, તત્વ પામતો નથી. જીનાજ્ઞા પાળી શકતો નથી. એમ ચીંતવીધર્મમાં પ્રવેશ કરવો તે.

૪ પરદયા-છકાય જીવની રક્ષા કરવી તે.

૫ સ્વરૂપદયા-સુક્ષ્મવિવેકથી સ્વરૂપ વિચારણા તે.

૬ અનુબંધ દયા-ગુરૂ કે શીક્ષક શિષ્યને કડવાં કથનથી ઉપદેશ આપે એ દેખાવમાં તો અયોગ્ય લાગેછે. પરંતુ પરિણામ કરૂણાનું કારણ છે.

૭ વ્યવહાર દયા-ઉપયોગ પુર્વક અને વિધિપુર્વક જે દયા પાળવી તે.

૮ નિશ્ચય દયા-શુદ્ધ સાધ્ય ઉપયોગમાં એકતા ભાવ

અને અભેદ ઉપયોગ તે.

એ આઠ પ્રકારની દયાવડે કરીને વ્યવહાર ધર્મ ભગવાને કહેલોછે. એમાં સર્વ જીવનું સુખ સંતોષ અભયદાન એ સઘળું વિચાર પુર્વક જોતાં આવી જાયછે.

બીજો નિશ્ચય ધર્મ-પોતાના સ્વરૂપની ભ્રમણા ટાળવી. આત્માને આત્મ ભાવે ઓળખવો. આ સંસાર તે મારો નથી. એ વિગેરે નિશ્ચય ધર્મનું સ્વરૂપ છે.

જેમાં કોઈ પ્રાણીનું દુખ અહિત કે અસંતોષ રહ્યોછે. ત્યાં દયા નથી. અને દયા નથી ત્યા ધર્મ નથી. અર્હંત ભગવાનનાં કહેલાં ધર્મતત્વથી સર્વ પ્રાણી અભય થાયછે.

---

## ॥ बालावबोध कको ॥

ॐन्मः सीधं: अ आ इ ई उ ऊ
ऋ ॠ ए ऐ ओ औ अं अः
क ख ग घ ङ च छ ज झ ञ ट
ठ ड ढ ण त थ द ध न प फ
ब भ म य र ल व स ष
श ह श्री ज्ञः १॥

---

# જાહેર ખબર.

૧ ગોન્ડળ જૈન પ્રબોધ-માશીક ચોપાનીયું જેની અંદર ધર્મની બાબતના સરલતાથી સમજાય તેવા ગદ્ય પદ્યાત્મક વિષય શીવાય. આ શંઘાડાના મુનીશ્વર તથા મહા સતીયો અન્યો અન્ય સ્થળે બિરાજતાં હશે તેની વ્યવસ્થા પુર્વક નોંધ વીગેરે. વાર્ષીક લવાજમ પોષ્ટેજ સહીત રૂ. ૨) ઓછામાંઓછાં ચારશો ગ્રાહકો થયે ચોપાનીયું બહાર પાડવામાં આવશે.

૨ દેવેંદ્રદીપમાળા બીજો ભાગ-પ્રથમ ભાગથી બમણા કદનું પુસ્તક તૈયારછે. જેમાં ખરા ધર્મતત્વની સમજ સડકના સુરાહ પ્રમાણે બતાવવામાં આવીછે. કીંમત પોષ્ટેજ સહીત માત્ર રૂ. ૦-૮-૦ ઓછામાં ઓછાં સો ગ્રાહક થયે પ્રશીદ્ધ કરવામાં આવશે.

૩ રમળ-જ્યોતીષમાં રામબાણ, ખરાતત્વ રૂપી આબેહુબ ચીતાર-જેની અંદર મુખ્યપણે પ્રશ્નકારનું ધારેલું પ્રશ્ન તાત્કાળીક કરી શકાય તેવું પાસાનું ગણીત સેંકડા વર્ષનો આગમીક પણ નીર્ણય કરવાનું સામર્થ્ય વીગેરે અનેક વિષયનું ચમત્કારી પુસ્તક જોયા પછીજ ખચીત ખાત્રી થઈ જવાની એટલે વધારે પ્રશંશા કરવા પ્રયોજન નહીં. કેમકે સાહેબો સૂરજ છાબડે ઢાંક્યો છાનો રેહવાનો નથી. મોટા કદનાં ૨૦૦ પૃષ્ટથી ભરપુર કીંમત પોષ્ટેજ શુધાં રૂપીયા ૨).

બાળલગ્ન નિષેધક શતશાઈ કીંમત ૩ આના.

સંવત ૧૯૪૯ની સાલનો આગમીકપણે ખરો શોધી કાઢેલો નીર્ણય જેમાં બાર માશની વીગત શુધાંત ફળ સોંઘાઈ મોંઘાઈ વર્ષાદ વીગેરેના તાત્પર્ય શીવાય બીજી જોતીષ સંબંધી કેટલીએક જાણવા જોગ બાબત કીંમત ૦-૪-૦.

ઉપરના પુસ્તકમાંથી ગમેતે જાતનું પુસ્તક સુજ્ઞ સાહેબોને રાખવાની ઇચ્છા હોય તેમણે મારા શીરનામાથી. ધોરાજી મુકામે શા. મોતીચંદ ઝીણાની દુકાને પત્ર લખવો કીંમત પ્રથમથીજ લેવા ઠરાવ કરવામાં આવ્યોછે. નાટપેટ પત્ર લખવા મહેરબાનોએ તસ્દી લેવાની નથી.

શા. નાનજી કરમચંદ.